

# ભજન રત્નાકર

અથવા

.ા ભરેલાં વિવિધ પદોનો સંગ્રહ.



## ભાગ ૧લો.

નહિ કવિ, નહી અનુભવી, નહિ દાતા, નહિ શૂર,
મગન હરિના નામનો જગમાં એક મજુર.

આવૃત્તિ પહેલી (સર્વ હક સ્વાધિન) પ્રત ૪૦૦૦

ભેગાં કરી છપાવી પ્રગટ કરનાર
વૈદરાજ મગનલાલ કરસનદાસ મહંત
મુ. સમજી કચેરી સાંપા પોસ્ટ મીયાંગામ

ઈ. સ. ૧૯૨૪ ** સંવત ૧૯૮૦

કિમ્મત ૦-૬-૦

---


નટવરલાલ મૂળચંદ ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સુરતમાં આ

પુસ્તક છાપ્યું. જાન્યુઆરી ૧૯૨૪

# ભજન રત્નાકર.

શ્રી ૧
શ્રી ગણપતી મહારાજ પ્રસન્ન હજો.
શ્રી સરસ્વતી માત પ્રસન્ન હજો.
શ્રી રણછોડજી મહારાજની કૃપા હજો.
શ્રી સત્ય ગુરૂ દેવકી, જય.

## ભજન. ૧

ગીરજા સુત ગણપતી દેવા, ભક્તો પ્રેમે કરે તારી સેવા. ટેક.
પારવતી છે માત તમારાં, પીતા છે શંકર દેવા. ॥ ગીરજા ॥ ૧ ॥
લાભ લક્ષ બે પુત્ર તમારે, સુધબુધ કરે તારી સેવા. ॥ ગીરજા ॥ ૨ ॥
માથે મુગટ ને કાને છે કુંડળ, કંઠે હાર સોહેવા ॥ ગીરજા ॥ ૩ ॥
પાન ફુલ પુજનમાં આવે, ઘ્રુત સીંદુરની સેવા ॥ ગીરજા ॥ ૪ ॥
મનુષ્ય સર્વે પ્રથમ પુજે, પુજા કરે સૌ દેવા. ॥ ગીરજા ॥ ૫ ॥
બેઉ કર જોડી, કહે છે હરીજન, પધારો દરશન દેવા ॥ ગીરજા ॥ ૬ ॥

## ભજન. ૨

મારે નથી તે કોઇનું કામ, કામ તમારૂં છે. ટેક.
મારે તમે પધારે શ્યામ, સર્વે સારૂ છે. મારે.
આવી બેસો મંદીરીયાં માંય, છાંગલાં છોડીને.
શું કરશે દુરીજન લોક, મુખડાં મરડીને. મારે
મેં સજ્યા છે સોળ શણુગાર. જોતાં જોયું છે.
કંઈ રવીના ઠાકોર ઠીક, મન મારૂ મોહ્યું છે. મારે.



## ભજન. ૩

કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે.
મરી જાવું મેલીને ધનમાલ, અંતકાળે સગું નહી કોઇનુરે.

સંસ્કારે સંબંધી સર્વે મલ્યુરે. (૨)
એ છે જુઠી માયા કેરી જાળ. અંતકાળે.

મારૂ મારૂ કરીને ધન મેળવ્યુરે. (૨)
તેમાં તારૂ નથી તલભાર. અંતકાળે.

સુખ સ્વપ્ના જેવું સંસારનુંરે. (૨)
તેને જાતાં ન લાગે વાર અંતકાળે.

માટે સેવ તું સાચા સંતનેરે. (૨)
તારાં ટળશે ત્રીવિધનાં તાપ અંતકાળે.

અતિ મોટા પુરૂષને આશ્રયરે. (૨)
બળે સરવે જનમનાં પાપ અંતકાળે.

એવું સમજીને ભજો ભગવાનનેરે. (૨)
સુખકારી સદા સુખ ધામ. અંતકાળે.

દેવાનંદનો વહાલો દુઃખ કાપશેરે. (૨)
મન વાંચ્છીત પુરણ કામ. અંતકાળે.



## ભજન. ૪

ગોવીંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા, તમે થાઓને વહેલા વહેલા.
હરી ગુણ ગાઓને પ્રથમ પહેલા. ગોવિંદ ગુણ.

કાયા પાણીનો પરપોટો, અંતે એનો ભરૂંસો ખોટો.
જુગમાં હરિજશ છે મોટોરે. ગોવીંદ ગુણ.

મન તું મારૂં મારૂં કરતો, સગાં સંબંધી સાથે લડતો.
તું તો હીંડે છે રણુ રડવડતોરે. ગોવીંદ ગુણ.

જીવ તારાં માત પીતાને ભ્રાત, તારી કોઇ નહી આવે સાથ.
તારે જાવું એકલડી વાટેરે. ગોવીંદ ગુણ.

જીવ તારે અવર તણી છે આશ, વેશ ઘણાને થોડી રાત.
ક્ષણમાં થઇ જાશે પરભાતરે. ગોવીંદ ગુણ.

એવી વૈષ્ણવ જનની રીત, કરી લે શામળીયા શું પ્રીત.
ભક્ત ભોવન કહે હરીને ભજીને જગ જીતરે. ગોવીંદ ગુણ.

---

## ભજન. ૫

બોલમાં બોલમાં બોલમાંરે,
રાધે કીસન વીના બીજું બોલમાંરે.

સાકર શેરડીનો સ્વાદ તજીને,
કડવો લીમડો ઘોળમાંરે. રાધે.

ચાંદા સુરજનું તેજ તજીને,
આગીઆ સંગાથે પ્રીત જોડમાંરે. રાધે.

હીરા માણેક જવેર તજીને,
કથીર સંગાથે મણી તોલમાંરે. રાધે.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
શરીર આપ્યું સમતોલમાંરે. રાધે.



## ભજન. ૬

ચઢી કદંમ પર બેઠો વાલો મારો, ચઢી કદંમ પર બેઠો. ટેક.
માતા જસોદાનો કુંવર કનૈયો, નાગર નંદાજીનો બેટોરે. વાલો.
મોર મુગટ શીર છત્ર બીરાજે, પહેર્યો છે પીળો લપેટો. વાલો
નાયાં ધોયાં અમો કેમ કરી આવીએ, નાખોને નવરંગ રેંટો. વાલો.
બાઈ મીરાં કહે પ્રભુ ગોરધર નાગર, ઉતારોને એને હેઠો. વાલો.



## ભજન. ૭

રામ રમકડું જડીયુંરે, મને રામરમકડું જડીયું છે. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદીરે પધાર્યું,
નહી કોઇને હાથે ઘડીયું છે. મને.

મોટા મોટા મુનીવર મથી મથી થાકયા,
કોઈ એક વીરલાને હાથે ચઢીયું છે. મને.

સુન શીખરના ઘાટનીરે ઉપર,
અગોચર નામ પડીયું છે. મને.

બાઇ **મીરાં** કહે પ્રભુ ગીરધર નાગર,
મારૂં મન શામળીયામાં જડીયું છે. મને.



## ભજન. ૮

રામ સીતાપતી તારે લેહ લાગી,
તમને ભજેથી મારી ભીડ ભાગી. રામ.

ઘરનો ધંધો તો મને તો ગમતો નથીરે,
સાધુ સંગાથે મારી પ્રીત બાંધી. રામ.

કામકાજ છોડયાં મેં તો લોક લાજ મેલી,
પ્રેમ મગનમાં હું રાજી. રામ.

અજ્ઞાન કોટડીમાં ઉંઘ ઘણી આવે,
પ્રેમ પ્રકાશમાં હું જાગી. રામ.

દુરીજન લોક મારી નીંદા કરે છે,
વાલા લાગે છે મને વેરાગી. રામ.

નાચી કુદીને મેં તો ભક્તિ ન કીધી,
લોકોની લાજ મેં તો બહુ રાખી. રામ.

ધ્રુવજીને લાગી પ્રલ્હાદજીને લાગી,
દ્રૌપદીની સભામાં ભીડ ભાગી. રામ.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
જનમોજનમની હું ત્યાગી. રામ.



## ભજન. ૯

રંગ લાગ્યો મુને તારો રંગીલા, રંગ લાગ્યોરે. ટેક.
જનમો જનમ શામળીયા વાલા, સંગ ના છોડું તારો. રંગીલા.
રજની થોડી ને રંગ ઘણેરો, જોબન લેરે જાયે. રંગીલા.
પારકું ચીત ચોર્યાનીરે વિદ્યા, કહાં શીખ્યો એ ચાલ્યો. રંગીલા.
તેં મારાં મનડાં વશ કરી લીધાં, કર્યો નેણાંનો ચારો. રંગીલા.
આવો તો મન મેલીને મલીએ, કસ્તુરી રંગ રેરો. રંગીલા.
ભલે મલ્યા મહેતા નરસીંહનો સ્વામી, નિત્ય નિત્ય
જાગે કેમ જોરો. રંગીલા.



## ભજન. ૧૦

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે.
તેનો શબ્દ ગગનમાં ગાજે છે. વૃંદાવન ટેક

વૃંદ્રા તે વનને મારગે જાતાં,
દાંણ દધિનું માગે છે. વૃંદ્રાવન.
વૃંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
રાશ મંડળમાં બીરાજે છે. વૃંદ્રાવન.

પીળાં પીતાંમ્બર જરકસી જામા,
પીળો તે પટકો બીરાજે છે. વૃંદ્રાવન.

કાને કુંડળને માથે રે મુગટ,
મુખપર મોરલી બીરાજે છે. વૃંદ્રાવન

વૃંદ્રા તે વનની કુંજ ગલનમાં,
વાલો થનક થનક થૈ નાચે છે. વૃંદ્રાવન.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
દરશનથી દુઃખડાં ભાગે છે. વૃંદ્રાવન.



## ભજન. ૧૧

સંતો અમારે વહેવારીયા શ્રી રામ નામના
વેપારી આવે છે બધા ગામ ગામના સંતો ટેક

હમારૂં વસાંણું સાધુ સૌ કોને ભાવે.
અઢારે વરણ જેને ઓરવાને આવે સંતો.

હમારૂં વસાંણું કાળ દુકાળે ન ખુટે
જેને રાજા ન દંડે જેને ચોર ના લુટે સંતો.

લાખ વીનાનાં લેખાં નહીને પાર વીનાની પુંજી
ઓરવું હોય તો ઓરી લેજો. કસ્તુરી છે સોંઘી સંતો.

રામ નામ ધન અમારે વાજે ને ગાજે
છપન ઉપર ભેર ભુંગળ વાજે સંતો.

આવરો ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ
ચિઠ્ઠીમાં ચત્રુભૂજ લખીઆ નરસૈયાનું કામ સંતો.

### ભજન. ૧૨

નંદલાલ નહીંરે આવું ને ઘેર કામ છે
તુલસીની માળામાં શ્યામ છે વ્હાલા. નંદલાલ.
વૃંદ્રા તે વનને મારગે જાતાં.
રાધા ગોરી ને કાન શ્યામ છે વ્હાલા. નંદલાલ.
વૃંદ્રા તે વનમાં રાશ રચ્યો છે.
સહુઆ ગોપીને એક કાન છે વ્હાલા. નંદલાલ.
વૃંદ્રા તે વનને મારગે જાતાં.
દાણ આપ્યાની ઘણી હામ છે વ્હાલા. નંદલાલ.
વૃંદ્રા તે વનની કુંજ ગલીમાં
ઘેર ઘેર ગોપીઓનાં ઠામ છે વ્હાલા. નંદલાલ.
આણી તીરે ગંગા વ્હાલા પેલી તીરે જુમના.
વચમાં ગોકળીયું ગામ છે વ્હાલા. નંદલાલ.
ગામનાં વલાંણાં મારે મહીનાં વલાંણાં.
મહીડાં ઘુમ્યાની ઘણી હામ છે વ્હાલા. નંદલાલ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ.
ચરણમે સુખ શ્યામ છે વ્હાલા. નંદલાલ.



### ભજન. ૧૩

વાટ જુવે છે મીરાં રાંકડીરે ઉભી ઉભી.
અરજ કરે છે દીનાનાથનીરે ઉભી ઉભી.

મુનીવર સ્વામી મારે મંદીરે પધારોરે.
વાલા સેવા કરૂં દીન રાતડીરે. ઉભી ઉભી.

ફુલના તે હારને ફુલના ગજરા.
ફુલના તોરા ને ફુલ પાંખડીરે. ઉભી ઉભી.

પાંચે પકવાન મીઠાઇઓને મેવારે
ઘેબર જલેબી તલ સાંકળીરે ઉભી ઉભી.

લવીંગ સોપારીને પાનનાં બીડલાંરે,
એલચી દાણાને તજ પાંખડીરે. ઉભી ઉભી.

સાવ સોનાનાં વાલાં સોગઠાં ઢળાવુંરે,
રમવા આવો તો જાય રાતડીરે. ઉભી ઉભી.

બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ,
જોતાં ઠરે છે મારી આંખડીરે. ઉભી ઉભી.

---

### ભજન. ૧૪

વાગે છે રે વાગે છે, પેલા વગડામાં મીઠી વેણુ વાગે છે.
દુરીજનનો ડર લાગે છે. પેલા.

સાસુ સુતી મારી સુખ નીદ્રામાં
જાઉં તો નણદલ જાગે છે. પેલા.

સસરો હમારો પરમ સોહાગી
દીયેરીયો દીલમાં દાઝે છે. પેલા

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ.
જન્મ મરણ ભે ભાગે છે. પેલા.



## ભજન. ૧૬

તારે માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે.
પાણી પહેલી બાંધી લેને પાળરે, ઉંઘ તને કેમ આવે.
નથી એક ઘડીનો નીરધારરે, ઉંઘ તને કેમ આવે.
આ તો સ્વપ્ન જેવો સંસારરે, ઉંઘ તને કેમ આવે.
અલ્યા એળો ખોયો અવતારરે. ઉંઘ તને કેમ આવે.
તારે માથે છે જમનો મારરે, ઉંઘ તને કેમ આવે.
તારા મનનું ધાર્યું થશે ધૂળરે, ઉંઘ તને કેમ આવે.
ચાર તોલામાં મણુની ભૂલરે, ઉંઘ તને કેમ આવે.
ફરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને કેમ આવે.
થોલ આવેલું થાય છે કથોળરે, ઉંઘ તને કેમ આવે.
જોતાં જોતાં આયુષ્ય ખુટી જાયરે, ઉંઘ તને કેમ આવે.
તારા ડહાપણુમાં લાગી લ્હાયરે, ઉંઘ તને કેમ આવે.
કાંઠે આવેલું બુડશે નાવરે, ઉંઘ તને કેમ આવે.
તારે કાજે કહે છે રૂપીરાજરે, ઉંઘ તને કેમ આવે.



## ભજન. ૧૬

જે દુઃખ થાય તે થાજો. રૂડા રામને ભજતાં. (૨)
પંડે પડે તો રખે પસ્તાતા.જીવ જાયતો જાવા દેજો. રૂડા
ઉંચો બાંધી તળે અગ્નિ પ્રજાળે માર મૂશળના ખાજો. રૂડા.
લોક નિંદે તેને નીંદવા દેજો, રાજા દંડે તો દંડાજો. રૂડા.
સાત પાંચ સંત મળી રણુછોડ કહે છે.
ગુણુલા ગોવીંદના ગાજો. રૂડા.

## ભજન. ૧૭

તારી ભક્તિ બોડાણાને ભાવીરે. રણછોડ રંગીલા.

જમણા હાથમાં તુલસી વાવીરે, ”
છઠે માસે તે ઠેઠ ચઢાવીરે. ”
મહા મુજરો કીધો મધરાતરે. ”
આપ આવ્યા બોડાણાની સાથેરે. ”
દેશ ગુજરાતમાં આવીને રહ્યારે ”
વાલો ઉમરેઠ આવીને રહ્યારે. ”
ત્યાં તો પગલાં પુજાય છે તારાંરે ”
ત્યાં તો પ્રગટ પારખું કીધુંરે. ”
આખા લીમડામાં એક ડાળ મીઠું રે ”
સૌને દરશન થાય છે સારાંરે. ”
કાળાને થઇ છે જાણરે, ”
કાળા દોડે ને ભગત થાયભારેરે. ”
આશારામને આશરો તમારોરે. ”
વાલા તરીને પાર ઉતારોરે ”

※

## ભજન. ૧૮

વહાલો પ્રેમને વશ થયા રાજી રે.
એમાં શું કરે પંડિતને કાજી રે. વહાલો.
—કરમા બાઇનો આરોગ્યો ખીચડો,
ને વીદુરની ખાધી ભાજી.
જુઠા બોર શબરીનાં ખાધાં,
વ્હાલે છપનભોગ મેલ્યા ત્યાગીરે. વહાલો.

—વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યાં
ને કેળાં આણ્યાં 'તાં માંગી.
ગર્ભ કાઢી નાંખીને છાલ ખવરાવી,
વ્હાલે તોય ન જોયું જાગીરે. વહાલો.

—ગુણુકા હતી તે પોપટ પઢાવતી,
ને તેમાંથી લેહ લાગી.
ભગવાન હતા તે સેજમાં મલ્યા,
એની સંસારની ભ્રમણા ભાગીરે. વહાલો.

—ભક્તની લોકો નિંદા કરે છે,
ને જગત થયું છે બહુ પાજી.
ભલે મલ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગીરધર રહ્યો છે ગાજીરે. વહાલો.



## ભજન. ૧૯

લેહ લાગી મુને તારી. મોહનજી, લેહ લાગી રે. (૨)

કામકાજ મુકયું ને ધામજ મુકયું.
મનમાં ચાહું છું મોરારી. મોહનજી. (૧)

ખભે છે કાંબળીને હાથમાં છે વાંસળી,
ગોકુળમાં ગાયો ચારી. મોહનજી. (૨)

સોળ સહસ્ત્ર ગોપીયોને તમે વરીયા,
તોય તમો બાળ બ્રહ્મચારી. મોહનજી. (૩)

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
ચરણ કમળ બલીહારી. મોહનજી. (૪)



### ભજન. ૨૦

રામ ભજ્યાની તક જાય છે રે.
  રૂડા રામ ભજ્યાની તક જાય છે. ટેક.
માટે અજ્ઞાની કરને ઉતાવળ,
ઓછી આવરદા થાય છે. રૂડા. (૧)
છાનો તે કાળ ભમે માથાની ઉપર,
ખડની પેઠે તને ખાય છે રે. રૂડા. (૨)
હૈયે તે પગ દઇ પીડે છે પ્રેમદા,
વીષના પીયાલા તને પાય છે રે. રૂડા. (૩)
રણછોડ રંક કંગાળ સરીખડો,
ગુણલા ગોવિંદના ગાય છે રે. રૂડા. (૪)



### ભજન. ૨૧

હરી ભજવાનું ચોઘડીયું તે, ફરી ફરી ક્યાં મળશેરે.
ચોંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરશોરે. (૧)
મનુષ્યા દેહ તો મટી જશેને, પશુ પંખી અવતરશોરે.
વરણાગીમાં વાટજ ઉઠશે, કઇ ખાણે રડવડશોરે. (૨)
દુઃખ લાગે તો વહેલું લાગો, ઊંધે ઊંધું ચાલ્યુંરે.
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યું શું પાળ્યુંરે. (૩)
જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશેરે.
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશેરે. (૪)

હરી નામ તો હારી બેઠો, વીખીયામાં વીંટાયોરે.
આ અવસર તો રૂડો કરાવે, પાપ ન કરશો પ્રાણીરે. (૫)
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણીરે. (હરી)



## ભજન. ૨૨

માયા માયા કરતો મુરખ, ઠામ ઠરી નવ બેઠોરે.
સંત સભામાં સ્નેહ ન રાખ્યો, પાપ સભામાં પેઠોરે. (૧)
અલ્પ જીવની આશા લાંબી, કૌતક આતે કેવુંરે,
ફાંસી દેતાં ચઢયું ફુલેકું, આ જગનું સુખ એવુંરે. (૨)
તરૂવર ઉપર મધનું ટીપું, જીભલડી જુદી થાશેરે,
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશેરે. (૩)
કીડા વળુંદું કુતરૂ દોડે, જંપે નહી તે જરીએરે,
વિષય વળુંદો વણખાં વેણે, ડુબ્યો દુઃખને દરીએરે. (૪)
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલેરે,
ઝડપ કરીને મીનીચે ઝાલ્યો, ફાળી કાળજ ફોલેરે. (૫)
ભાદરવાનો ભીંડો તે તો, વિલાઈ જાશે વહેલોરે,
ધન જોબનના ધમધમાટમાં, ગર્વ કરે તે ઘેલોરે. (૬)
ખારા રણમાં ખુટેલ પ્રાણી, મૃગજળ દેખી મોહ્યોરે,
રૂષીરાજની શીખ ન રાખી, અજગર આંચળ દોહ્યોરે. (૭)



## ભજન. ૨૩

માથા ઉપર મોત ભમે છે, પડાક પકડી જાશેરે,
મનનાં ધાર્યાં મનમાં રહેશે, અવળી પડશે આશરે. (૧)
ક્યાંથી આવ્યો ક્યાં જવાનો, તપાસ કરને તેનોરે,
શોધી કાઢયને, સદગુરૂ જોશી, ઉકેલ પાડે એનોરે. (૨)
સો મણ તેલે શુંજ પડે નહી, અણ દીવે અંધારૂરે,
જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં, વળગ્યાં હું ને મારૂંરે (૩)
ડહાપણ બધા જગનું ડોળ્યું, નજર નિર્મળ નાવીરે,
વાટે ઘાટે વઢતો હેંડયો, ફોકટ ફજેતી ફાવીરે. (૪)
અખોરીયાને સુગ ન આવે, ભટકે ભૂંડે ઠામરે,
વંઠેલ જીવને વિચાર નાવે, કરતાં કાળું કામરે, (૫)
શ્વાન પુંછડી સો એ વરસે, કાઢે તોયે વાંકીરે,
ટીલું કરતાં ત્રેપન વિત્યા, ભુંડી વાણી ભાખીરે, (૬)
કાશી જાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગૈ વ્હાલીરે,
રૂશીરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલીરે. (૭)



## ભજન. ૨૪

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને વાગી કટારી પ્રેમની.
હતી ગાગેર માથે હેમનીરે. મને ટેક
જળ જમુનાં જળ ભરવાને ગયાંતાં.
હતી ગાગેર માથે હેમનીરે. મને (૧)
કાચે તે તાંતણે હરજીએ બાંધી,
જેમ ખેંચે તેમ તેમનીરે. મને (૨)

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
શામળી સુરત છે એમનીરે. મને (૩)



## ભજન. ૨૫

મન લીધું મોરલીયોના તાનમાંરે,
હું તો મોઇ છું છેલાજીના વાનમાંરે. ટેક.
સખી આજ હું તો ગઈતી પાણીએરે,
મને બોલાવી મીઠી વાણીએરે. મન (૧)
વાલે છોગાં મેલ્યાં રળીઆમણાંરે,
ભાળી લીધાં ભુધરજીનાં ભામણાંરે, મન (૨)
વાલો ઉભા હતા ગોવાળાંના સાથમાંરે,
લીધી બંસરી મનોહર હાથમાંરે. મન (૩)
મારી લગની લાગી છે નંદલાલમાંરે,
બ્રહ્માનંદનો વાલે જોયું વાલમાંરે. મન (૪)



## ભજન. ૨૬

હજુ માનો તો ઘણું સારૂં માનવીઓ,
હજુ માનો તો ઘણું સારૂં.
અરે જેમ ઉડી જશે દેવતામાં દારૂ,
માનવીઓ હજુ માનો તો ઘણું સારૂં (૧) ટેક.
બાળાતે પણમાં રંગભેર રમતાં,
જોબનમાં જુવંતી શું લારૂ માનવીયો. (૨)

કાયા તારી કંપે ને માથું તારૂં ધ્રુજે
તોય લાગ્યું મારૂં મારૂં. માનવીઓ. (૩)
અંતકાળે માઠી વલે આવશે ત્યારે,
કોણ કહે રાખવા વાળું. માનવીઓ. (૪)
અંબા તે રામ કહે હરીને ભજી લ્યો,
ગુરૂ મળે તો થાય અજવાળું. માનવીઓ. (૫)



ભજન ૨૭.

હાંરે મારી દુકાન છે હરીના નામની
નામની નામની નામનીરે. મારી (૧)
નરહરી રૂપી નાણું ધીર્યું છે
ઘરાકી ગામો ગામનીરે મારી (૨)
વૃદ્ધ બાળકને જુવાની આવે
આવે પુરૂષના કામનીરે મારી (૩)
હાટે ઘાટે વાટે વેપાર કરે છે
ઉઘાડું દીન જામનીરે મારી (૪)
વૈરાગ વેપાર જ્ઞાન ભક્તિનો
લેવડ દેવડ નહી નામનીરે મારી (૫)
નહી પ્રપંચ નહી કાંઇ પાતક
કમાણી ઠાકર ઠામનીરે મારી (૬)
મારો વેપાર કરે તે ગૃહસ્થ
અંતે પ્રાપ્તી સુખ ધામનીરે મારી (૭)

મોકલું હુંડીઓ હરી હરીકને
શીકારે વલ્લભરામનીરે          મારી     (૮)



### ભજન. ૨૮

હાંરે મારે એરે પુરૂષનું કામ છેરે
હાંરે જેનું રાય રણછોડજી નામ છેરે મારે   (૧)

મોર મુગટ ને કાને કુંડળ
લીલા વરણ ઘનશ્યામ છેરે          મારે   (૨)

દેવકીના સુત નંદજીના લાલા
દશરથ ઘેર એ રામ છેરે          મારે   (૩)

હરીજનના હૃદયમાં વસે છે
દેખીતા ડાકોર ગામ છેરે          મારે   (૪)

સમજુને સચરાચર માંહી
જ્યાં જુઓ ત્યાં એનો ઠામ છેરે     મારે   (૫)

નટવર નાગર સુખનો સાગર
એરે પુરૂષની મારે હામ છેરે          મારે   (૬)

એવા હરીના જેણે ગુણ નવ ગાયા
તેની જીભ્યાએ ડામ છેરે          મારે   (૭)

દાસ નારણસીંગ કહે હરીના ચરણમાં
અડસટ તીરથ મારે ધામ છેરે          મારે   (૮)



### ભજન. ૨૯

ઓધા હરીનો સ્નેહ મુને સાંભળેરે
મારે નયણે અષાડો મેહ ઝરેરે ઓધા (૧)
વાલો રમતા હતા જુમનાના ઘાટમાંરે
મારૂં મહી લુટયું મથુરાની વાટમાંરે ઓધા (૨)
અમોને ભેગા બેસાડી જમાડતારે
વાલો સ્નેહથી રાશ રમાડતારે ઓધા (૩)
નરભેરામના સ્વામીને જાણીએરે
પ્રીત પુરવ જન્મની વખાણીએરે ઓધા (૪)



### ભજન. ૩૦

લાલ વારે આવો તો વહેલા આવજોરે,
સાથે ત્રીકમ છોગાળાને લાવજોરે. લાલ. (૧)
મધ્ય દરિયામાં વાણીયાનો માલ છેરે,
તેને તારો તો કેટલીક વાર છેરે. લાલ. (૨)
દેવી દેવતાની માનતાઓ બહુ કરીરે,
કોટી ઉપાયે હોડી મારી નવ તરીરે. લાલ. (૩)
લાલ સ્મરણ કરૂં હું તારૂંરે,
માંહી વહાણ બૂડયું છે મારૂંરે. લાલ. (૪)
માલ તરીને કાંઠડે આવીયોરે,
માંહીથી અડધો તે સાયલે પોચાડીયોરે. લાલ. (૫)
ગુજરાત મધ્યે એક ગાંમ છેરે,
વાણીયાનું ધરમશા નામ છેરે. લાલ. (૬)

ગુરૂ પ્રતાપે દેવીદાશ બોલીયારે,
મારા અંતરના પડદા ખોલીયારે. લાલ. (૭)



## ભજન. ૩૧

વારી જાઉંરે લાલા તારા નામનેરે
ગોકુળ કીધું છે સાયલા ગામનેરે વારી (૧)
ત્યાં લીમડોને પીપળો પુજાય છેરે
ત્યાં સતી સેવક બહુ જાય છે વારી (૨)
એરે લીમડાને ધુપ દીપ થાય છેરે
ત્યાં તો રોગીયાના રોગ સર્વે જાય છેરે વારી (૩)
એ લીમડે તે તોરણુ બંધાય છેરે
ત્યાં વાંજીયાંનાં પારણાં બંધાય છે રે વારી (૪)
ગુરૂ પ્રતાપે દેવીદાશ બોલીયારે
મારા અંતરના પડદા ખોલીયારે વારી (૫)

---

## ભજન. ૩૨

લટકાળો લાલોજી કોણુ ભેટીયારે
તેના પુન્ય તણો નહી પાર લટકાળો (૧)
લાલો પશ્ચિમ દેશમાં પ્રગટયારે
રામ ત્રીકમ કૃષ્ણુ ગોપાળ લટકાળો (૨)
લાલ ઓતરદા બારની ઓરમાંરે
ત્યાં સાધુ લોકે વિશ્રામ લટકાળો (૩)

લાલ સુકાં તે લાકડાં વાવીયાંરે
ફુલ આવેલાં ઝામક ઝોર લટકાળો (૪)
લાલ વાંઝીયાંનાં પારણાં બંધાવીયાંરે
આપ્યું નીરધનીયાને ધન લટકાળો (૫)
વાલે આંધળાને આપી આંખડી
વાલે પાંગળાંને આપ્યા પાય લટકાળો (૬)
ગુરૂ પ્રતાપે દેવીદાસ બોલીયારે
રાખો સંતોના ચરણોમાં વાસ—લટકાળો (૭)



## ભજન. ૩૩

લાલ ડંકા વાગ્યા ચાર દેશમાંરે
ભલે ભક્તિ બજાવી બાળા વેશમાંરે લાલ (૧)
લાલ નોબત વાગી હરીના નામનીરે
તે તો તીર્થવાસીના કામનીરે લાલ (૨)
લાલ ભૂખ્યાને આપે છે લાડવારે
વાલો ઘીના ભરાવે છે ઘાડવારે લાલ (૩)
લાલ ગાયો ચારી ગોવીંદનીરે
ત્યાં તો હેલી થાયે છે આનંદનીરે લાલ (૪)
લાલ અબીલ ગુલાલમાં રોળીયાંરે
હરીને માથે પીતાંબર ભોળીયાંરે લાલ (૫)
ગુરૂ પ્રતાપે દેવીદાશ બોલીયારે
મારા અંતરના પડદા ખોલીયારે લાલ (૬)



## ભજન. ૩૪

સીતા રામને ભજી લ્હાવો લીજીએ
સંગત હરીગુરૂ સંતની કીજીએ   સીતા (૧)
તારૂં જોબન જશે ને જરા આવશેરે
તારે ભાંણે ભોજન કેમ ભાવશેરે   સીતા (૨)
તારો અવસર પલ પલ જાય છેરે
તારે કંઠે પેસીને કાળ ખાય છેરે   સીતા (૩)
તારી કાયા કંપતાં તન ધ્રૂજશેરે
થઇશ બેરોને આંખે કેમ સુજશેરે   સીતા (૪)
કેશ કાળા ફીટીને ધોળા આવશેરે
તારૂં એળે આયુષ્ય વહી જશેરે   સીતા (૫)
તારાં વ્હાલાં વેરી થઇ લાગશેરે
દયા આણીને દુઃખ કોણ ભાગશેરે   સીતા (૬)
રામદાસ કહે નરને નારનેરે
સંત સેવીને ઉતરો ભવપારનેરે   સીતા (૭)



## ભજન. ૩૫

ગીરધર લાલજીરે મારી ગાવલડી સંભાળો   ટેક
સાંજ પડે સંભાળી લાવો આડે રહી દોવડાવો
દુધ ભાતમાં સાકર ભેળું વાળું કરવા આવો   ગીરધર (૧)
વાણાને પહોર વહેલા ઉઠો સેજ વલાંણું સાવા
ધીતાવણીમાં લોટ સેકાવું ખાંડ ભેળીને ખાવા ગીરધર (૨)

ઘરમાં નથી કોઇ નાનું મોટું કોઇની બીક નવ ધરીયે
એક રાત વાસો આવો તો બોલાચાલી કરીએ ગીરધર (૩)
ગોવાળીયાને ગર્વ શો છે જ્યાં તેડો ત્યાં જઇએ
નરસિંઆનો સ્વામી મળે તો સૌ વાતે સુખીયાં થઇએ. ગીરધર (૪)



### ભજન. ૩૬

આવના આવના આવનારે
શ્યામ મેરી ગલીમાં આવના
આવના તો દુરશેં બતાવનારે શામ ટેક (૧)
તેરેકે ખાતર બાગ બનાયા
પુલેકું હાર ગુંથાવનારે શામ (૨)
તેરેકે ખાતર દહીં જમાયા
પ્યાલા ભરી ભરી પાવનારે શામ (૩)
સેવ સુંવાળી લાબસીરે
રૂચી રૂચી ભોગ લગાવનારે શામ (૪)
લવીંગ સોપારીને એલચીરે
પાનુંકી બીડીયો ચાવનારે શામ (૫)
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
ચરણુ કમળ ચીત લાવનારે શામ (૬)



### ભજન. ૩૭

માયામાં મનડું મોહ્યુંરે પામર પ્રાણી
પ્રભુમાં ચિત્ત ના પ્રોયુંરે પામર-પ્રાણી ટેક

જીવલડા ઊંધે માથે તું દશ મહીના ઝુલ્યો
તે દહાડા હવે ભુલ્યોરે પામર–પ્રાણી (૧)
જોને લ્યા તું તો બળતો જઠરાની જ્વાળે
ઉગાર્યો દીન દયાળેરે પામર–પ્રાણી (૨)
કરડતા તારી કાયાને કૃમીયાને કીડા
પસ્તાતો પામી પીડારે પામર–પ્રાણી (૩)
ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી
તે થકી બળતરા થાતીરે પામર–પ્રાણી (૪)
મુંઝાતો મુરખ આડા તે ચામડાની માંહે
ત્રીકમજી બેલી ત્યાંહીરે પામર–પ્રાણી (૫)
ગોજારા તેં તો મળને મુતરમાં ખાધાં ગોથાં
વંચાવી જોને પોથાંરે પામર–પ્રાણી (૬)
સંભાર્યા સાતે મહીના રૂષીરાજ કહે છે સ્વામી
અલબેલો અંતર જામીરે પામર–પ્રાણી (૭)



## ભજન. ૩૮

વાલીડા ચઢજો વારેરે બળવંતા બેલી
કપાશે બંધન કયારેરે બળવંતા બેલી ટેક
વહાલાજી મારા નથી આ વેળા કોઇ મારૂં
છે શરણું એક તમારૂંરે બળવંતા બેલી (૧)
વાલાજી મારા બડાઇ આપની વીચારો
અપરાધ ન જોશો મારારે બળવંતા બેલી (૨)

વાલાજી મારા સગપણુ તમારૂં એક સાચું
બીજું તો સરવે કાચુંરે  બળવંતા બેલી  (૩)

વહાલાજી મારા પીતા તમેને તમે માતા
ભુધરજી મારા ભ્રાતારે  બળવંતા બેલી  (૪)

વહાલાજી મારા તમે છો દીન કેરાબંધુ
શામળીયા ગુણના સીધુંરે  બળવંતા બેલી  (૫)

વહાલાજી મારા નબળા વખતના છો નાણું
જગ મીથ્યા સર્વે જાણુંરે  બળવંતા બેલી  (૬)

શરણાગત કેરી સંભાળ સ્વામી છો લેનારા
રૂષીરાજ રૂદે રહેનારારે  બળવંતા બેલી  (૭)

---

## ભજન. ૩૯

ભુદર હું તમને ભુલ્યોરે  ભટકું છું ભવમાં
એ માટે દુઃખમાં ડુલ્યોરે  ભટકું છું ભવમાં  ટેક.

સ્થાવરના ભવમાં જીવન હું ઝાડ થઇ થપાણો
કોહોવાડે ત્યાંહી કપાણોરે  ભટકું છું ભવમાં  (૧)

જનાવર કેરા જન્મે ન સુખની વેળા જાણી
પામ્યો નહી વખતે પાણીરે  ભટકું છું ભવમાં  (૨)

લાખો ફેરા મેં અજના અવતાર વાલા લીધા
ત્યાં હૈત્યે જટકા દીધારે  ભટકું છું ભવમાં  (૩)

ભોરંગના ભવમાં ચરણો વિના હું પેટે ચાલ્યો
ત્યાં શાણુસડેથી ઝાલ્યોરે  ભટકું છું ભવમાં  (૪)

કુતરાની કાયા પામીને વેણી ખાતા કટકા
ત્યાં ભૂખના વેઠયા ભડકારે  ભટકું છું ભવમાં  (૫)

અવતાર ખરના ઉંટોના કેટલાક કહાડયા
અણુતોલ્યા ભાર ઉપાડયારે ભટકું છું ભવમાં (૬)
રૂષીરાજ સાચા સ્વામી હવે તો શરણે રાખો
લઈ જન્મ ચુકયો છું લાખોરે ભટકું છું ભવમાં (૭)



## ભજન. ૪૦

સાંભળજો સગા સાચારે અલબેલા અરજી
વૃથા નહી બોલું વાચા રે અલબેલા અરજી ટેક.
નરકની પીડા અઠાવી કુંડમાં મેં ન્યાળી
ગર્ભવાસે તો હદ વાળીરે અલબેલા અરજી (૧)
મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં
વ્હાલા નહિ ગુણ વિસારૂંરે અલબેલા અરજી (૨)
કથા તમારી કાંના હું સાંભળીશ કરણે
તીર્થાટણ ચાહીશ ચરણેરે અલબેલા અરજી (૩)
નારાયણ તમને નેહેથી નીરખીશ નેણે
વળી કીર્તન ગાઈશ વેણેરે અલબેલા અરજી (૪)
સ્વામી તમારા હરીજનની કરીશ હાથે સેવા
શીર નામીશ હું શુર દેવારે અલબેલા અરજી (૫)
તથાપી ત્રિકમ ના આવે પતી તમારી તમને
તો જમાન આપું જમનેરે અલબેલા અરજી (૬)
ભગવંતની અરજી સુણી રૂષીરાજ કહે દીલ ભેદ્યું
સંકટ પ્રાણીનું છેદ્યુંરે અલબેલા અરજી (૭)



## ભજન. ૪૧

વીસાર્યા તેં વનમાળીરે જીવલડા જુઠા
ભરમાણો માયા ભાળીરે જીવલડા જુઠા ટેક
આવ્યો છે તું આ દુનીયામાં દેહ ઈંદ્રી દમવા
કેમ રસ્તે લાગ્યો રમવારે જીવલડા જુઠા (૧)
આવ્યો છે તું તો ભક્તિના ભેદ સર્વે ભણુવા
કેમ ગણીત બેઠો ગણુવારે જીવલડા જુઠા (૨)
આવ્યો છે તું તો ચત્રુભુજને રસ્તે ચઢવા
કેમ પાછો લાગ્યો પડવારે જીવલડા જુઠા (૩)
આવ્યો છે તું તો જમડાની આપીને જમાની
એ ભુલ્યો કેમ અજ્ઞાનીરે જીવલડા જુઠા (૪)
આવ્યો છે તું તો ગુણરે ગોવીંદજીના ગાવા
કેમ લાગ્યો મોહ મચાવારે જીવલડા જુઠા (૫)
આવ્યો છે તુ તો બદરી પતીનું ધરવા બાંનું
કેમ છગ આદરીયું છાનુંરે જીવલડા જુઠા (૬)
આવ્યો છે તું તો રઘુ વીરને રૂષીરાજ કહે રીઝાવા
કેમ જોયું જમપુર જાવારે જીવલડા જુઠા (૭)

---

## ભજન. ૪૨

જતી રહેશે કાલે જવાની રે છાકે છે શાથી
દિલડાની ટાળ દીવાની રે છાકે છે શાથી ટેક
શોભીતો તેં તો માન્યો છે દેહ તારો સાચો
છે કાયા ઘડુલો કાચોરે છાકે છે શાથી (૧)

મનસુબો તેં તો ધાર્યો છે દેહ માટે મોટો
છે પાણીનો પરપોટોરે છાકે છે શાથી (૨)

કોઇ દહાડો તેં તો પડવાની ધારી નથી કાયા
પણ વાદળની છે છાયારે છાકે છે શાથી (૩)

ટળી જશે જોતાં જોતાંમાં દેહ પ્રાણી તારો
જેમ વિજળીનો ઝબકારોરે છાકે છે શાથી (૪)

જોને લ્યા સુતા શમશાને કંઈક તારા જેવા
નવ કોઈ રહ્યા સુખ લેવારે છાકે છે શાથી (૫)

હુજારો ઉપર હુકમ ચલાવતા હાકેમડા
પણ ઝડપી ચાલ્યા જમડારે છાકે છે શાથી (૬)

રસનાયે જીવડા રટેરે રૂષીરાજ કહે છે રસીયો
જે વિશ્વ સકળમાં રસીયોરે છાકે છે શાથી (૭)



## ભજન. ૪૩

માને છે મારૂં મારૂં રે જાગી જોને
તલભાર નથી કાંઇ તારૂં રે જાગી જોને ટેક

માણેકને મોતી કેરી દુકાનો જેણે માંડી
હેંડ્યા લઈ ફુટી હાંડીરે જાગી જોને (૧)

ભંડાર ધનના ભરીયા ભૂપાળે બજવીબાળા
પણ ચાલ્યા ઠાલા માલારે જાગી જોને (૨)

કીર્તીઓ જેના નાંણાની સંભળાતી કાંને
તે સુતા જઇ શમશાનેરે જાગી જોને (૩)

સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે
તે હેંડચા ખાલી હાથેરે જાગી જોને (૪)
સંસાર સરવે દેખીને ડરતો જેની સહેમાં
તે ચોટચા જઈને ચેહમાંરે જાગીને જોને (૫)
કીધાં હોય હાથે કરીને દાન પુન્ય કોડે
તે જાય જીવની જોડેરે જાગીને જોને (૬)



## ભજન. ૪૪

નારાયણ નર નારાયણરે જીભેથી જપ્યને
પાણી હરી પારાયણરે જીભેથી જપ્યને ટેક
પહેલેથી મોતે ચેતાવા મોકલ્યાં છે પળીયાં
વળી ગાતર સર્વે ગળીયાંરે જીભેથી જપ્યને (૧)
કેડચોમાં વસીયું કળતર ને પગમાં બળ પરવાર્યું
હાથનું જોર હરી લીધુરે જીભેથી જપ્યને (૨)
વંઠી ગયાં વેણાં નેણાંનું તેજ માંડચું ટળવા
બળ સર્વે લાગ્યું બળવારે જીભેથી જપ્યને (૩)
લાખેશ્રીની પદવી તાકે છે હજી લેવા
જવ નહી વધે વડ જેવારે જીભેથી જપ્યને (૪)
અવતાર પાછો માણસનો આવશે નહી આવો
પછી થશે પસ્તાવોરે જીભેથી જપ્યને (૫)
પરવારી લેને પ્રાણી શા સુખથી સુવે છે.
જમડા તો વાટ જુવે છે જીભેથી જપ્યને (૬)

રૂષીરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે
તું જીતી બાજી હારેરે જીભેથી જાપ્યને (૭)



### ભજન. ૪૫

તમે નામ નારાયણનુંરે લેતાં ડરશો નહી
તમો ડરતા હોય તોરે ભજનમાં ભરશો નહી (૧)
સંસારીયાં કહે છેરે, ભગતડાં ભૂડાં છે
તમે ભૂંડાં ના જાણશોરે ભક્તિનાં મૂળ ઉંડાં છે (૨)
સંસારીયાં કહે છેરે ભગતડાં કાલાં છે
તમે કાલાં ના જાણશોરે હરીના મન વહાલાં છે (૩)
સંસારીયાં કહે છેરે ભગતડાં ઘેલાં છે
તમે ઘેલાં ના જાણશોરે પ્રભુને મન વહેલાં છે (૪)

---

### ભજન. ૪૬

ના વીસારશોરે રૂડા રૂદીયામેના રામ
મારી કાયાના વિશ્રામ ના. (૧)

હરતાં ને વળી ફરતાં પ્રાણી કરતાં ઘરનું કામ
જીભલડીરે તને હરી ગુણ ગાતાં શું બેસે છે દામ ના. (૨)

ચરણ આપ્યા ચાલવા સાંભળવા આપ્યા કાન
નયન આપ્યા હરી નીરખવા તું નીરખ સુંદર શ્યામ ના. (૩)

વારે વારે કહું છું પ્રાણી તનમાં મોટી ભુલ
મહા પ્રદાર્થ મનખો પામી ન મળે મોંઘું મુલ ના. (૪)

સગાં સ્નેહી સુખનાં બેલી દુઃખે ન આવે કોઈ
થનાર હોય તેમ થયારે કરશો હરિ કરે તે હોય ના. (૫)
રામદાશ કહે રામને ભજતાં નરનારી એક ધામ
અડધે વચને ગુણકા તારીને આવ્યાં વૈમાન ના. (૬)

—✻✻—

## ભજન. ૪૭

મોરલી વાગી મને રામ નામ લેહ લાગી
બંસરી વાગી મને રામનામ લેહ લાગી
સતૂગુરૂ શબ્દ તણી ચોટ વાગી
માયા મોહ નિદ્રાથી જાગી દીલથી દુરમતી સૌ ત્યાગી
નહિ જાઉં આઘી મને રામનામ લેહ લાગી મોરલી (૧)

મનડું સદ્દગુરૂ સાથે મોહ્યું
સુરતા ચીતવા ચીત્ત શું પ્રોયું
ઇડતું આપ તપાસી જોયું
ભ્રમના ભાગી મને રામનામ લે લાગી મોરલી (૨)

સદ્દગુરૂ અખંડ એક અવિનાશી
સર્વા અતીય સાબગા વાશી
ગંગા જુમના નહી જાઉં કાશી
ભયા અનુરાગી મને રામનામ લે લાગી મોરલી (૩)

મલીયા સુરજરામ સદ્દગુરૂજી
જીનકી પરમારથ પર મરજી
ચરણે ધરમદાશ ગીરજીરે મને રામનામ લે લાગી
મોરલી (૪)

### ભજન. ૪૮

પરમેશ્વર પત રાખજો મારી વિપત વેળાના વ્હાલારે
પત રાખી તમે મીરાંબાઈનું
કુબજાનું ચંદન લીધુંરે પરમેશ્વર (૧)
અહલ્યાની તમે શલ્યા બનાવી
સેવકને દુઃખ દીધુંરે પરમેશ્વર (૨)
મગરજ મુખથી ગજ મુકાવ્યો
મુકાવ્યાં મંજારી બાળરે પરમેશ્વર (૩)
તત્વતારણ ત્રીભોવન સઉના
અલબેલો અંતરજામીરે પરમેશ્વર (૪)
વ્યાસ વલ્લભની વિનંતી સ્વામી
માની લેજો દયાળારે પરમેશ્વર (૫)



### ભજન. ૪૯

ભજ શિવ ઉમિયાપતી મુરખમન ભજ શિવ ઉમીયાપતી
તારૂં પાપ ન રેવે રતી તારી કૈલાસે જવાની ગતી મુરખ ૧
સદા શિવની સંગે શોભે ઉમીયાં સરખાં સતી
અંગ મેલથી ઉપજાવ્યાં ભાઈ ઓખાને ગણુપતી મુરખ ૨
ભસ્માસુરને વરદાન આપ્યા શિવ થયા વૃવતી
મહાદેવજીના વિર્યથી ભાઈ ઉપજ્યા હનમાન જતી મુરખ ૩
વાઘાંમ્બરના વછર કછોટા ચંદન ચઢતાં અતિ
જટા મુગટ પર ગંગા બિરાજે ભસ્મ લગાવે અતી મુરખ ૪

બ્રહ્માવિષ્ણું પાર ન પામે શેષ ન જાણે રતિ
કહે જીવણરામ કર જોડીને મારી નિર્મળ કરજો મતી   મુરખ ૫



### ભજન. ૫૦

શામળા સ્નેહી તમો હરિ વહેલા આવોરે
નાગર તો નરસિયા સારૂં જળની ઝારી લાવો રે   શામળા ૧
જબ જાગ્યા પ્રલ્હાદની વારે સ્તંભમાં પુર્યો વાસ રે
બાળક જાણી દયા આણી ઉગાર્યો પ્રલ્હાદ રે   શામળા ૨
સુધનવાને લઇ પીતાયે તેલ કઢામાં નાંખ્યો રે
અમૃતધારા મેહ વરસાવ્યો ભકત લીધો ઉગારી રે   શામળા ૩
રામા સામા વિપ્ર સુદામા તેમને દર્શન દીધાં રે
નહોતું જાણ્યું નજરે આણ્યું મહેલ કનકના કીધા રે   શામળા ૪
પંચાળીનાં પટકુળ પુર્યાં સભામાં દર્શન દીધાં રે
મીરાંબાઇના સંકટ જાણી, ઝેર હળાહળ પીધાં રે   શામળા ૫
સાંભળો છો ત્યારે શે નથી આવતા પ્રીત પૂર્વની જાણી રે
રતનબાઇનું રૂપ ધરીને, પાયું મહેતાને પાણી રે   શામળા ૬
મને મારતાં એ શામળીયા મારૂં તે શું જાશે રે
ભણે નરસિઓ દાસ તમારો વેરૂંમાં વપરાશે રે   શામળા ૭



### ભજન. ૫૧

પાતળીયા પાલવ મેલો રે છોગાળા છેડો મેલો રે
પાયે પડું છું.
અલબેલા અળગા રહોની રે પાયે પડું છું. (૧)

વાલાજી મારા મહીની મટુકી મારી ફુટી
કંઇ મોતન માળા તુટી રે પાયે પડું છું. (૨)

વાલાજી મારા કંસનું રાજ નથી રૂડું
કોઇ જઇને કહેશે કુંડું રે પાયે પડું છું. (૩)

વાલાજી મારા જગડો ઝાઝું નવ કીજે
તને દાંણુ તે શાનું દીજે રે પાયે પડું છું. (૪)

વાલાજી મારા હૈયાનો પ્રીતમ સોહાગી
મને તારી માયા લાગીરે પાયે પડું છું (૫)



## ભજન. ૫૨

આવ્યા છે ગોકુળ તારવા છબીલા કાન
આવ્યા છે ગોકુળ તારવા

દેવકીજીને ઉદર અવતર્યા
નંદ ઘેર ગૌધેન ચારવા છબીલા ૧

માસીરે પુતનાના પ્રાણુજ સોસવા
મામા તે કંસને મારવા છબીલા ૨

ટચલી આંગળીએ વાલે ગોવરધન તોળ્યો
દૈત્યોના માન ઊતારવા છબીલા ૩

વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણુ
ભુમીનો ભાર ઉતારવા છબીલા ૪



## ભજન. ૫૩

શાને રોકો છો વાટમાં જવાદો મુને
શાને રોકો છો વાટમાં

જળ ભરવા જમુનાજીના ઘાટમાં
જવાદો મુને શાને રોકો છો વાટમાં ટેક
આજે અમારે પ્રભુ કામનો દીન છે
મારે જાવું સૈયરોના સાથમાં જવાદો ૧
મારા સમ મારી ગાગેર નાની
એને વચન આવ્યું તું મારા હાથમાં જવાદો ૨
વૃંદ્રા તે વનની કુંજ ગલનમાં
ભલો તપાસ્યો આ લાગમાં જવાદો ૩
તેં માટે કાંના કાલા શું થાવ છો
સૌ પેખે સૈયરોના સાથમાં જવાદો ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર
પ્રભુ આવ્યા છે મારા હાથમાં જવાદો ૫

---

### ભજન. ૫૪

જુઠડાને કયાં જાલું જુવોને સખી જુઠડાને કયાં જાલું ટેક
વચન મોહનાં લાગે છે મીઠાં કેવું બોલે છે કાલુ કાલુ જુવો ૧
એકવાર વાલોજી ઓરા આવો તો ઘેરીને ઘરમાં ઘાલુ જુવો ૨
શાંતિદાસના પ્રભુ રસીક શીરોમણી
એ થકી બીતી હું ચાલું જુવો ૩



### ભજન. ૫૫

કાનુડો કાળજાની કોર છે, બેની મારી
કાનુડો કાળજાની કોર છે ટેક

અટપટી પાઘને કેસરીયો વાઘો
માથે કળાયલ મોર છે બેની (૧)
વૃંદા તે વનમાં વાલે વાંસળી વગાડી
મોરલીનો સ્વર જોર છે બેની (૨)
શાંતિદાશનો પ્રભુ રસીક શીરોમણી
ગોપીસંગ પાધરો દોર છે બેની (૩)



## ભજન. ૫૬

મન માને ત્યાં જાવછોજી
તમારૂં મન માને ત્યાં જાવ છો ટેક
આવાં રૂડાં ભોજન મેલીને
કોદરાને શીદ ખાઓ છોજી તમારૂં (૧)
આવાં રૂડાં તીરથ મેલીને
ખાબોચીયામાં શું નાવછોજી તમારૂં (૨)
નાના હતા ત્યારે ઢોરાં ચરાવતા
હમણા મોટેરા થાવછોજી તમારૂં (૩)
શાન્તિદાશનો પ્રભુ રસીક શીરોમણી
અમોને વાયદા વાવછોજી તમારૂં (૪)



## ભજન. ૫૭

કામ છે કામ છે કામ છે રે ઓધા
નહી રે આવુંને ઘેર કામ છે ટેક
શામળીયો ભીને વાન છે રે ઓધા (૧)

આણી તીરે ગંગા વાલા પેલી તીરે જમુનાં
વચમાં ગોકુળીયું ગામ છે રે ઓધા (૨)

સોનું રૂપું મારે કામ નહી આવે
તુલસી તિલક પર ધ્યાન છે રે ઓધા (૩)

આગલી પરશોળે મારો સસરોજી પોઢયા
પાછલી પરશાળે સુંદીર શ્યામ છે રે ઓધા (૪)

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળ વિશ્રામ છે રે ઓધા (૫)

---

## ભજન. ૫૮

થોડો ફાટી જા કુણ છે થોરી રે પ્રાણીયા પાપીરે ટેક
પ્રભુ જાણે છે ચિત્તની ચોરી રે પ્રાણીયા (૧)

કાંક તારાથી પુન્યવાન પાડો રે પ્રાણીયા
તેં તો વાળી નાંખ્યો આંક આડો રે પ્રાણીયા (૨)

શ્વાન તારાથી બાપડાં સારાં રે પ્રાણીયા
તુચ્છ તેનાથી કર્મ નઠારાં રે પ્રાણીયા (૩)

કૂળ ઉચું ને કામ તારાં કાળાં રે પ્રાણીયા
હૈયે વાગ્યાં છે ટંકશાળી તાળાં રે પ્રાણીયા (૪)

રૂદે રોશ ન વાળેને વેણ રૂડાં રે પ્રાણીયા
શેઠ ભુંડા ને કાટલાં કુડાં રે પ્રાણીયા (૫)

પશુ પાડમાં મનુષ્ય તન પામી રે પ્રાણીયા
ખરેખાત એક પુંછડાની ખામી રે પ્રાણીયા (૬)

તારાં લક્ષણ કહેતાં મરૂં લાજી રે પ્રાણીયા
રૂષીરાજ રામ કેમ થાય રાજી રે પ્રાણીયા (૭)

## ભજન. ૫૯

તારા ભેખમાં શો ભદ્રક ભાળું રે જીવડા જાુઠારે
તારૂં અંતર તો વાસના વાળું રે જીવડા (૧)
નથી નાક ડાંડી સામાં નેણાં રે જીવડા
ન વ્હાલાં વૈરાગનાં વેણાં રે જીવડા (૨)
નથી રસનાનો સ્વાદ કાંઇ રોકયો રે જીવડા
માલ મફતનો ખાઇ પંડ પોખ્યો રે જીવડા (૩)
નથી શંકર કે રામ લીધા સાધી રે જીવડા
આતો આદરી છે ઉલટી ઉપાધી રે જીવડા (૪)
દામ જંખવામાં જાય તારા દહાડા રે જીવડા
તારા અંતરમાં ઘાટ થાય આડા રે જીવડા (૫)
ટેવ ભુંડીને તાણીયાં ટીલાં રે જીવડા
ઢોર ભડકે ને ભોળવાય ભીલાં રે જીવડા (૬)
તારૂં મન ભણે હેણી વાતે હાજી રે જીવડા
રૂષીરાજ રામ કેમ થાય રાજી રે જીવડા (૭)



## ભજન. ૬૦

લાખ વાતોની એક વાત લેજો શીખામણ છેલી છે.
દયા રાખીને અન્ન દાન દેજો શીખામણ (૧)
પરધન સાપ પથ્થર પ્રમાણો શીખામણ
પરનાર જનેતા સમાન જાણો શીખામણ (૨)
જૂઠ સાથે જરૂર વહેર બાંધો શીખામણ
સાસ ઉસાસે રામતાર સાધો શીખામણ (૩)

ગુણ ગોવીંદ આનંદભેર ગાવો શીખામણ
કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો શીખામણ (૪)
પોતપોતાનો ધર્મ સૌ પાળો શીખામણ
એમાં અવળું દેખાય તે ટાળો શીખામણ (૫)
શીવ વિષ્ણુંનું એક નામ સાચું શીખામણ
બીજું બાતળ કરોડ નામ કાચું શીખામણ (૬)
જ્ઞાન મેળવવા સાંભળો ગીતાજી શીખામણ
રૂષીરાજ રામ એમ થાય રાજી શીખામણ (૭)

—✻✻—

## ભજન ૬૧.

આભડશેટમાં બૂડયું બધું અંગ રે સારૂ થાય શી રીતે
નથી નહાતો ગોદાવરી કે ગંગ રે સારૂં (૧)
દેવ મંદિરમાં નથી કર્યા દીપ રે સારૂં
નથી કરતો તું ટેલીયાની ટીપ રે સારૂં (૨)
નથી ચપટી કરાવ્યાનો ચાલ રે સારૂં
ખાવા તાકે મફતનો માલ રે સારૂં (૩)
દેવ દરશનનું નથી નિત્ય નેમ રે સારૂં
આખી પૃથ્વીનાં વોરી લીધાં વહેમ રે સારૂં (૪)
નથી વાપરતો દેવની દસુંધ રે સારૂં
નથી વાપરતો વિપ્રની વસુંધ રે સારૂં (૫)
નથી દીધાં તીરથમાં દાન રે સારૂં
નથી આપ્યાં અતીથીને માન રે સારૂં (૬)
નથી કરતો તું ખળાની ખેરાતરે સારૂં
રૂષીરાજની ન રાખી રૂદે વાત રે સારૂં (૭)

## ભજન. ૬૨

નથી કરતો તું એકાવશીનું વૃતરે  રામ તને કેમ રીજે
નથી ફર્યો પરમાત્માનાં ધામરે  રામ તને (૧)
નથી હરિજન સંગાથે હેતરે  રામ તને
નથી કપટે સંગાથે કહેતરે  રામ તને (૨)
નથી દાસ તણી દયા દીન તાયરે  રામ તને
નથી ખોવાણી હજી ખેંચરાઇરે  રામ તને (૩)
નથી પાત્ર કે કુપાત્રની પીછાણુરે  રામ તને
નથી વાગ્યાં વૈરાગનાં બાણુરે  રામ તને (૪)
નથી તપસ્યા કે સ્મરણુની ટેકરે  રામ તને
નથી પામ્યો વિચાર કે વિવેકરે  રામ તને (૫)
નથી સાંભળ્યું ગીતાજીનું જ્ઞાનરે  રામ તને
નથી સમજાણી સદ્‌ગુરૂની સાનરે  રામ તને (૬)
નથી સાંભળી પારાણ્ય દીન સાતરે  રામ તને
નથી વ્હાલી રૂષીરાજ કેરી વાતરે  રામ તને (૭)



## ભજન. ૬૩

ઓધા આવડલાં કુળ નહોતાં જાણ્યાંરે  છેતર્યાં છોગાળે
માવે મથુરાંમાં જઇ સુખ માણ્યાંરે  છેતર્યાં (૧)
જતાં કીધાતા વાયદા જુઠારે  છેતર્યાં
હવે કેમ આવે પ્રભુ પડયા ભૂઠારે  છેતર્યાં (૨)
ત્યાંની ભામનીયે લાલને ભરમાવ્યારે  છેતર્યાં
એજ કારણીયે નાથજી ન આવ્યારે  છેતર્યાં (૩)

ખાવા પીવાનું ખુબ મળ્યું ખાંતેરે છેતર્યાં
છાશ ઘેંશ મલી ત્યાં રહ્યા નીરાંતરે છેતર્યાં (૪)

નાથ કેમ થયા આવડા નમેરારે છેતર્યાં
બૂમ કેમ કરી શું રે થયા બહેરારે છેતર્યાં (૫)

હીરાવેદ હતા હતી દયા હૈયેરે છેતર્યાં
કરી નાંખ્યાં કઠોર ત્યાંના છૈયેરે છેતર્યાં (૬)

કાંક પ્રંપચી નારે આપ્યો પહાણોરે છેતર્યાં
દાસ દુલ્લવનો વાલમો શાણોરે છેતર્યાં (૭)



## ભજન ૬૪

સખી દુઃખલડાંમાં ગયાં ડુલીરે કાંનજી કેમ આવે
ભાળી કુબજાને ભાન ગયાં ભુલીરે અહીં હવે શીદ આવે ૧

નથી જાતું કપટ કાંઈ કળીયુંરે કાંનજી કેમ આવે
મામો માર્યો ને રાજ બધું મળીયુંરે અહીં હવે શીદ આવે ૨

સખી ભાળીયે તો ભવ દુઃખ ભાજે કાંનજી કેમ આવે
હવે લાકડીને કાંબળાથી લાજેરે અહીં હવે શીદ આવે ૩

આઠ પહોર જાય આપણી ઉદાશીરે કાંનજી કેમ આવે
આપણે ગંદુડાં ગામડાંનાં વાસીરે અહીં હવે શીદ આવે ૪

સાથી રૂડું લાગ્યું મથુરાંમાં રહેવુંરે કાંનજી કેમ આવે
સખી શહેરના તે સુખમાં શું કહેવુંરે અહીં હવે શીદ આવે ૫

શ્યામ એટલામાં શું થયા શહેરીરે કાંનજી કેમ આવે
ગરજ મટી ને વૈદ થયા વેરીરે અહીં હવે શીદ આવે ૬

દાસ દુલ્લવના વાલે મેલ્યાં વહેતાંરે કાંનજી કેમ આવે
સખી શરમ આવે છે છાપરામાં રહેતાંરે અહીં હવે શીદ આવે ૭

### ભજન ૬૫.

પછી નહી મળી આવો યોગરે   અવસર આવ્યો છે
રૂદે વાધે છે વાસનાનો રોગરે   અવસર   (૧)
ભલે પામ્યો તું તો ભરત ખંડરે   અવસર
દુર થઇ જાય જમનો દંડરે   અવસર   (૨)
વળી રૂડા મળ્યા દેશે વાસરે   અવસર
થાને દીન બંધુનો દાસરે   અવસર   (૩)
નાથે નીરખવા દીધાં વળી નેણુરે   અવસર
વદી લેને તું સત્યનાં વેણુરે   અવસર   (૪)
વળી દીધા છે હરિએ હાથરે   અવસર
હવે શોધી લે સંતનો સાથરે   અવસર   (૫)
છતી દેહે તું થઈ જા સંતરે   અવસર
કેડ બાંધીને ભજ ભગવંતરે   અવસર   (૬)
વેદ શાસ્ત્ર પુરે છે સાખરે   અવસર
રૂષીરાજની શીખામણ રાખરે   અવસર   (૭)

### ભજન ૬૬.

મોરલીરે જળ જમુનાને તીરે બજાવી બળી ભદ્રવીરેરે
હાલો જોવાને જઇએ
વેંત ભરી વાંસડાનો કડકોરે લઇને તેની વાલે મોરલી ઘડાવીરે
હાલો જોવાને જઇએ   મોરલી   (૧)
ગોકુળ ઘડાવી મથુરાં રંગાવી ઝીણે ઝીણે હીરલે જડાવીરે
હાલો જોવાને જઇએ   મોરલી   (૨)

કંકુ કેસરની આડયો કરાવી ચોખલીયા ચોઢયા લલાટેરે
હાલો જોવાને જઇએ મોરલી (૩)

હાલો સખી મારો વહાલો પધાર્યા મોટે મોટે મોતીડે વધાવ્યારે
હાલો જોવાને જઈએ મોરલી (૪)

ભલે મલ્યા મહેતા નરસિંહના સ્વામી ગોપીયો આનંદ પામીરે
હાલો જોવાને જઇએ મોરલી (૫)



### ભજન ૬૭.

તારે માથે નગારાં વાગે મોતનાં રે
નથી એક ઘડીનો નીરધાર રે
તોય જાણ્યા નહી જુગદીશને રે (૧)

તારો અવસર પલ પલ જાય છે રે
તારે કંઠે પેસીને કાળ ખાય છે રે તોય (૨)

તારૂં જોબન જશે ને જરા આવશેરે
માથે કાળા મટી ગયા કેશ (૩)

અંતકાળે લેવાને જમ આવીયારે
તેનો ભાળી ભયંકર વેશ (૪)

રોમ કોટી વીંછી તણી વેદનારે
દુઃખ પામ્યો તું દેવનો ચોર તોય (૫)

સગાં સ્વાર્થી મલ્યાં સર્વે લુંટવારે
તેનું જરીએ ન ચાલે જોર (૬)

જીભ ટુંકી પડીને તુટી નાડીયોરે
થયું દેહ તજ્યાનું તત્કાળ તોય (૭)

દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથ રે
મલ્યો મનુષ્યનો દેહ વિશાળ તોય (૮)



## ભજન. ૬૮

હાંરે જોને જાગી રે જોને જાગી
હાંરે ઉઠય આળસ મેલને અભાગી હાંરે જોને ટેક
હાંરે હલાં હલાં થાય જમના હુંકારાં
હાંરે માથે વાગે છે મોતનાં નગારાં હાંરે જોને (૧)
હાંરે તું તો ફાટયો છે ખેતરાંને ખેડી
હાંરે હૈયાપુટયા ચાલી તારી હોળી હાંરે જોને (૨)
હાંરે તું તો ન્યાલ થયો મેળવીને નાણું
હાંરે આજકાલ થતાં આવ્યશે આંણું હાંરે જોને (૩)
હાંરે તું તો પુલ્યો છે આબરૂની ફાળે
હાંરે એ તો કબજે કીધેલ છે કાળે હાંરે જોને (૪)
હાંરે કૂડાં કર્મ કરી મેળવી કમાણી
હાંરે એ તો અંતે થવાની ધુળધાણી હાંરે જોને (૫)
હાંરે શીદ હરખે છે કામ કરી હોણું
હાંરે ચેત્ય તું તો છે કાળનું ચવેણું હાંરે જોને (૬)
હાંરે રૂષીરાજ તણી રાખ કાંક રેણી
હાંરે કશે કામ નાવે એકલી કેણીરે હાંરે જોને (૭)



## ભજન. ૬૯

હાંરે લોભ લાગ્યો રે લોભ લાગ્યો
હાંરે તારે હાથે કરીને માર માગ્યો    લોભ ટેક
હાંરે દશ મળે તો પચીશ લેવા દોડે
હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે    લોભ (૧)
હાંરે મળે સેંકડો તો કરે આધી વાતો
હાંરે તારા ઘટમાં હજાર કરી ઘાતો    લોભ (૨)
હાંરે ભોગ જોગને હજાર જોને ભાળે
હાંરે પછી લાખ તણી લાલચો ઉછાળેરે    લોભ (૩)
હાંરે લાખ મળે તોય નહી વાળે લમણો
હાંરે બુમ પાડી પાડી લોભ કરે બમણોરે    લોભ (૪)
હાંરે કરોડપતી થવા આદરે ઉધામા
હાંરે મોટા શાહુકાર આવી ઉઠે સામા    લોભ (૫)
હાંરે પછી અરબ ખરબ તણી કરે આશા
હાંરે જ્ઞાન વિના તો ના મટે નિસાશારે    લોભ (૬)
હાંરે રૂષીરાજ કહે લોભ રાખ મોટો
હાંરે ત્રણ લોક તણું રાજ તોએ ટોટોરે    લોભ (૭)



## ભજન. ૭૦

હાંરે જીવ પાપીરે જીવ પાપી
હાંરે કુડી કલ્પના હજી તેં ન કાપીરે    જીવ ટેક

હાંરે દોષ બુદ્ધિએ દેખે પરાઈ દારા
હાંરે તારી આંખ્યોમાં ઘાલને અંગારા  જીવ (૧)
હાંરે તારા એણી વાતે કાન છે હઠીલા
હાંરે માગે અણીદાર ખેર તણા ખીલારે  જીવ (૨)
હાંરે ભુંડ લવરી તો ગોળ જેવી લાગે
હાંરે તારી જીભડી જરૂર ડાંમ માગેરે  જીવ (૩)
હાંરે ચિત્ત કરે ભાત ભાતના ચાળા
હાંરે કશું નહિ બને કર્મના કાળા  જીવ (૪)
હાંરે હૈયે હુંપદની બળે હોળી
હાંરે આખી ઉમર તો રાખમાં રોળીરે  જીવ (૫)
હાંરે જુઠા બોલમાં વળ્યો ન જંપ જરીયે
હાંરે દોટ કાઢીને પડયો દુઃખ દરિયેરે  જીવ (૬)
હાંરે તારૂં મન ભૂત તણી પેરે ભટકે
હાંરે રૂષિરાજ તણા સંત જોઇ છટકેરે  જીવ (૭)



## ભજન. ૭૧

હાંરે લેને લ્હાવોરે લેને લ્હાવોરે
હાંરે પછી નહી મળે ફરી યોગ આવોરે  લેને ટેક
હાંરે કપટ મેલીને કામકાજ કરીએ
હાંરે શ્વાસ ઉશ્વાસે શામળો સમરીયેરે  લેને (૧)
હાંરે સંત મેળાવો નીરખીયે સ્નેહે
હાંરે દોષ અડવાના દીજીયે દેહેરે  લેને (૨)

હાંરે ચરણુ પામ્યો છે ચાલવાને માટે
હાંરે તીરથ સંચરીયે રાવણાને સાટેરે લેને (૩)
હાંરે લોક લાજ તજી રામ નામ લીજે
હાંરે પાત્ર પરખીને અન્નદાન દીજેરે લેને (૪)
હાંરે તન તોડીને હરીગુણુ ગાઇએ
હાંરે સાચા માર્ગમાં શીદને સંતાઇયેરે લેને (૫)
હાંરે હરી અર્થ કરી લેને તારી માયા
હાંરે પડી રહેશે તે માણુસે પરાયારે લેને (૬)
હાંરે રહેણી રહ્યા પછી તો કથીજે
હાંરે રૂષિરાજ તણી રીતે રામ રીઝેરે લેને (૭)



## ભજન. ૭૨

જેને ઘેર હરીજન હરીગુણુ ગાય તે તો નિત્ય ગંગામાં નાય (૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે દુર ગયે શું થાય જેને ૧
ધ્રુવ નાહ્યા પ્રલ્હાદ નાહ્યા હેતે નાહ્યા હનુમાન (૨)
પ્રીત કરી પરીક્ષીત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય જેને ૨
સહુ સંત મલી ધારણુ બાંધ્યું જ્ઞાન ગંગા તોલાય (૨)
જપ તપ તીરથ જોડે મળ્યા ૨ તેમાં સર્વ સાધન મળી જાય જેને ૩
ભલે મલ્યા મહેતા નરસિંહનો સ્વામી હેતે હરીના ગુણુ ગાય (૨)
જ્ઞાન ગંગાનો મહિમા મ્હોટો મુખે કહ્યો નવ જાય જેને ૪



## ભજન. ૭૩

તારા મનમાં જાણે જે મરવું નથીરે
એવો નિશ્ચય કર્યો નીરધાર
તેમાં ભુલી ગયો ભગવાંનનેરે ટેક
ધન દોલત નારીને ઘણા દીકરારે
ખેતીવાડી ઘોડાને દરબાર તેમાં (૧)
મેડી મંદિર ઝરૂખાંને માળીયાંરે
સુખદાયક સુંદર સેજ તેમાં (૨)
ગાદી તકીયાને ગાલમશુરીયાંરે
અતિ આડ કરે છે એજ તેમાં (૩)
નીચી ખાંધ કરીને નમતો નથીરે
એવું સાધુ સંગાથે અભિમાન તેમાં (૪)
વનમાળી મોહનજીની મુરતીરે
તેની સાથે ન લાગે તાન તેમાં (૫)
પાપ અનેક જન્મનાં આવી મલ્યાંરે
તારી મતિ મલિન થઇ મંદ તેમાં (૬)
દેવાનંદના વહાલાને વીસરી ગયોરે
તારે પડ્યો ગળે જેમ ફંદ તેમાં (૭)



## ભજન. ૭૪

શ્રી વલ્લભ વિઠલશ્રીજી સ્વામી શામળીયાવાલા
સઘણું સમજો છો અંતરજામી નંદલાલારે ૧

ભય તો લાગે છે મુજને ભારી શામળીયાવાલા
અંતકાળે શી વલે થાશે મારી નંદલાલારે ૨

સેવા સ્મરણના ભાવે કીધું શામળીયાવાલા
રંક સાધુને દુખ દીધું નંદલાલારે ૩

વેદ ધર્મને વિસાર્યા શામળીયાવાલા
અવગુણ ભર્યા છે મુજમાં સારા નંદલાલારે ૪

સહુ જાણે છે ભક્ત સાચો શામળીયાવાલા
પાખંડી પુરાતનથી કાચો નંદલાલારે ૫

બાંહ્ય ગ્રહ્યાની લજ્જા ધરજો શામળીયાવાલા
પીડા ના પામું એવું કરજો નંદલાલારે ૬

સન્મુખ લોચનમાં આવી રહેજો શામળીયાવાલા
દોષ ન જોશો દરશન દેજો નંદલાલારે ૭

શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો શામળીયાવાલા
દુઃખ દયાના સર્વે હરજો નંદલાલારે ૮



## ભજન. ૭૫

ધન્ય ડાકોર રૂડું ગામ વસે મારો વહાલોરે
શામળીયોજી ચતુર સુજાણ તેને જોવા ચાલોરે (૧)

બહુ બોડાણાની પ્રીતે પ્રભુજી પધાર્યારે
અહીંઆં આવી ઉત્તમ કીધા કે અધમ ઓધાર્યારે (૨)

ઘણા પાપી તે પાવન થાય દરશન કરતાંરે
દુઃખ જનમ મરણનાં જાય સામા ડગ ભરતાંરે (૩)

એવો આનંદ રૂપી અખંડ અંતર જામીરે
વહાલો પ્રેમ તણે વશ થાય પ્રિતમનો સ્વામીરે (૪)
એવો ભક્તિતણે વશ થાય પ્રિતમનો સ્વામીરે   ધન્ય

---

### ભજન. ૭૬

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય તારા દીલનું કપટ ન જાય
પ્રભુ કીર્તન પ્રભુ નામ સ્મરણમાં અતીશે આળસ તારે
ડાચ્યાકૂટ લવ પરનીંદામાં આખો દીવસ ન હારે   પ્રભુ (૧)
પ્રભુનું પૂજન કરતી વેળા કાયા તારી કંપે
ગંજીફો સોગતાં કુટતાં આઠ પહોર નવ જંપે   પ્રભુ (૨)
પ્રભુનું ચંદન ઘસતાં તારૂં શ્રમથી શરીર બગડે
કુંડી કૂદકું લઈ મરી મશાલો ભાવે ભાંગજ રગડે   પ્રભુ (૩)
એકાદશી ઓચ્છવનું જાગ્રણ અતી કઠણ તને લાગે
ભાંડ ભવૈયા જોવા સારૂં સારી રાતજ જાગે   પ્રભુ (૪)
હરીના ભગતને લુખું સુંકું વેઠજ વળગી જાણે
સગાં સંબંધી પરોણા આવે ત્યારે પીરસે મીષ્ટ પરાંણે પ્રભુ (૫)
બે પૈસાની ગુરૂ સેવા બતાવે ત્યાં ગણુગણતું બોલે
ઘરની સ્રી જ્યારે માગે ઘરેણું ત્યાં હસી મગન થઈ ડોલે પ્રભુ (૬)
ખોટાં મોતી કાચ કીડીયાં ભગવત ભૂષણ ઘાલે
સોનું રૂપું મણી મુક્તા વીણ સુત સ્રીને નવ ચાલે   પ્રભુ (૭)
જગ દેખતાં જપવાને બેસે બાકી નાહ્ય ન ખાવા
ગળાં કાપે ત્યાં થાય ગળગળો એ વૈષ્ણવના ભાવા   પ્રભુ (૮)

આ કરવું આ ના કરવું એમ અન્યને શીક્ષા દે છે
તે પ્રમાણે તું નથી કરતો અનુચીત કર્મ કરે છે પ્રભુ (૯)
અંતરના છળ અન્ય ન લેહે પણ જાણે અંતરજામી
એ તો સાચાનો સંગી છે દાસ દયાનો સ્વામી પ્રભુ (૧૦)



## ભજન. ૭૭

ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યાને વારણા લેઉં વારી વારી
ઘરમાં પેસતાં કાંન ઉઘાડા દીઠા ઝુલણી કયારે વીસારી
ઓ નંદના નાંનડીયારે ખમા મારા મનના મોહનજીરે ખમા મારા
તનના ત્રિકમજીરે ખમા મારા પ્રેમના પાતળીયારે ખમા રાય
રણછોડ રંગીલારે નંદલાલ ઝુલણી કયાંરે વિસારી (૧)

રૂવે રૂવે ને કાંન રૂદન કરેને લાવી બેસારૂં સામે ઓટે
એરે ઝુલણીના કારણે કાંન મંદિરીયાંમાં લોટે ઓ નંદના (૨)

સાવ સોનાની સોએ મંગાવું ને રૂપલા કેરા ધાગા
ખાંતીલો દરજી સીવવાને બેઠો કાંન કુંવરના વાઘા ઓ નંદના (૩)

એરે ઝુલણીમાં કાંઇ નથી પણ જડીયાં છે માણેકમોતી
એરે ઝુલણીને કારણેરે ગોકુળ મથુરાંમાં જોતી ઓ નંદના (૪)

જરકસીનો જામો શીવડાવુંને ઉપર શીવડાવું કાંન ટોપી
છાનોરેને મારા કુંવર કનૈયા કાલે પરણાવું ગોપી ઓ નંદના (૫)

દ્વારકાંથી પ્રભુ ડાકોર આવ્યાને ડાકોર કીધું છે કાશી
મધરાતે મથુરાંમાંથી નાઠા મારી છે પુતના માસી ઓ નંદના (૬)

રૂપીયા તે ગજનો મશરૂ મંગાવુંને બખીયા દેવડાવું રામરાતા
ગાય શીખે ને સાંભળે ગુણ ગાય જશોદા માતા ઓ નંદના (૭)

ખમા મારા મનના મોહનજીરે ખમા મારા તનના ત્રિકમજીરે
ખમા મારા પ્રેમના પાતળીયારે ખમા રાય રણછોડ રંગીલારે
ઓનંદલાલ ઝુલણી કયારે વિસારી          ઓ નંદના (૮)



## ભજન. ૭૮

નહીરે વીસારૂં હરી અંતરમાંથી નહીરે વીસારૂં હરી
આડે મારગે જાતાંને વળતાં અમુલખ વસ્તુ જડી  અંતર (૧)
નદી જમુનાનાં જળ ભરવાને જાતાં શીરપર મટુકી ધરી  અંતર (૨)
પીળાં પીતાંબર જરકસી જામા કેસરી આડકરી  અંતર (૩)
મોર મુગટને કાંને કુંડળ મુખપર મોરલી ધરી  અંતર (૪)
રાણી રૂક્ષમણીના મહેલ તજીને કુબજાને રાણી કરી  અંતર (૫)
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વરતો વિઠલને વરી  અંતર (૬)



## ભજન. ૭૯

જેણેરે ગોવીંદ રામા તમને વીસાર્યા
તમને વીસાર્યા તે નર ભવો ભવ હાર્યા  જેણેરે (૧)
તમને વિસારી કવણ સુખ કીધું
અમૃત ઢોળી ઝેર હળાહળ પીધું  જેણેરે (૨)
તમને વિસારી અવર મન મોહ્યું
કોડીને બદલે કંચન ખોયું  જેણેરે (૩)
તમને વિસારી અવર રંગ રાચ્યા
વંઝા ના રહી તેની જનુની માતા  જેણેરે (૪)

તમને વિસારી નિંદ્રા ભરી સુતો
ભણેરે નરસિંયો તે ભવોભવ વગુતો જેણેરે (૫)



## ભજન. ૮૦

ભક્તિ શીશતાણું સાટુંરે આગળ વસમી છે વાટું ટેક
એક દીવસ તો આવી બની રાજા મયુરધ્વજને માથે
કાસીએ જઇને કરવત મુકાવ્યું હરીજનને હાથેરે ભક્તિ ૧
સત્યને કાજે ત્રણેવ વેચાણાં રોહીદાશને રાણી
રૂષીને વાસ્તે રાજા વેચાણો ભરવા નીચ ઘેર પાણી ભક્તિ ૨
પહેરો પટોળાં પ્રેમનાં તમે શુરવીર થઇને ચાલો
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે સંત અમરાપુરમાં મહાલો ભક્તિ ૩



## ભજન. ૮૧

લે માળારે લે માળા તું મોહનવરની લે માળા (૧)
નીરખી લે નટવર ન્યારા
હરી હીરો તારા હાથ જો આવે
તો તુટે ત્રીકુટીતાળા તુંતો (૨)
આ જુઠી બાજીનું જોર ન કીજે
તારા છોડ મમત મોટા ચાળા તુંતો (૩)
જઠરામાં જાળવીયો તુને
ભુલી ભવ ભરતો મોટી ફાળા તુંતો (૪)
કાયા તોરી કામ ન આવે
ફુંકે જલે જેમ અંગારા તુંતો (૫)

છોટો કહે છતમાં નવ છાકો
તો સેજે તરશો ભવ પાર તું તો (૬)



## ભજન. ૮૨ શ્રી રાસ હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
પ્રભુ તમારા એક આધારરે શામળા ગીરધારી (૧)

### સાખી.

પ્રલ્હાદની પત રાખવા ધર્યું નરસિંહ રૂપ
સ્થંભથકી વાલો પ્રગટીયોરે
માર્યો હિરણ્યાકશ્યપ ભૂપરે શામળા (૨)
નીભાડામાંથી બળતાં ઉગાર્યાં બિલાડી કેરાં બાળ
ટીટોડીનાં વાલે ઇંડાં ઉગાર્યા
વ્હાલો હેતે થયા રખવાળ શામળા (૩)
વાણીયાને વિમાસણ કરીને કર્યો માટીનો આર
ખાણીયામાં મોભી ખાંડીયો
તમારી મરજી પ્રમાણે મહારાજરે શામળા (૪)
રાણાજીએ રાઢ વધારી મીરાં કારણ મહારાજ
ઝેર ઘોળીને મોકલ્યાં તમે
ઝેર ના જાણનહારરે શામળા (૫)
ગંગેવ કેરે કારણે ચક્કર ધરીયો હાથ
સુધન્વાને કારણે તમે
તેલમાં થયા તતકાળરે શામળા (૬)

શીબીરાજની મોટી છાએ તોળાણી ખાલી કર્યાં શરીર
ધર્મ કેરે કારણે તમે
કોલવા કારણ મહારાજરે શામળા (૭)

સાડાત્રણસો ખોરડા નાગરના જુનાગઢ મોઝાર
તેમાં નથી મારે નોતરૂં મને
નાતે દીધો તિરસ્કારરે શામળા (૮)

ઝુંપડી તારા સેવકની અને જમવા નથી જાર
બેટી બેટો તો વળાવીયાં હવે
વળાવી છે ઘરની નારરે શામળા (૯)

ગરથ તો ગોપીચંદનનું તુલસી હેમના હાર
સાચું ઘરેણું મારે શામળો
મારી દોલત છે ઝાંઝ ને પખાજરે શામળા (૧૦)

હું નથી મોટો લાખોપતિ ને હું નથી શેઠ શાહુકાર
નરસિંહ મહેતાની વિનંતી હું તો
નાગરમાં છું કંગાળરે શામળા (૧૧)

શેઠ તો દુવારકાંપુરી શામળશા જેનું નામ
હુંડી લેજો હાથમાં મોહન
પછી કરજો બીજું બધું કામરે શામળા (૧૨)

તિરથવાસી ગામમાં ફરે ને પુછે નામ ને ઠામ
ગલીએ ગલીએ ફરી વળ્યા
અહીં નથી શામળશાનું નામરે શામળા (૧૩)

ધુતારે ધુત વિદાય કરી અમને કહેતું બધું ગામ
ઠગારે કરી ઠેકડી અમારે
પુર્વ જનમનાં પાપરે શામળા (૧૪)

તીરથવાસી ગામમાં ફરી નીકળ્યા ઝાંપા બહાર
તારે રૂપ લીધું વાલે વણીકનું
વાલો ત્યારે થયા તતકાળરે શામળા (૧૫)

કાંને કુંડળ ઝળહળે ને એના તેજનો નહી પાર
બાંએ બાજુ બંધ બેરખાં
હરીને હૈયે છે હેમનો હારરે શામળા (૧૬)

હુંડી લાવો હજુરમાં શામળશા મારૂં નામ
હમેશાં લખજો હુંડીયો
કહેજો વાણોતર સરખું કામરે શામળા (૧૭)

હુંડી હાથો હાથ આપી વાલે પુરી હૈયાની હામ
નરસીંહ મેતાનો સ્વામી શામળો
વાલે નવ ખંડમાં રાખ્યું નામરે શામળા (૧૮)

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યો કીરતારરે શામળા ગીરધારી
મને કોઈની નથી પરવારરે શામળા ગીરધારી
શામળીઆ જેવો સરદારરે શામળા ગીરધારી



## ભજન. ૮૩

સાંભળને શામળીઆ વાલા તારે ને મારે ઘણી માયારે
જો મહેતો જમવા નહી આવે તો
તતક્ષણ તજું મારી કાયારે સાંભળને (૧)

કપટ નથી મહેતાના મનમાં મેતાને ઓચ્છવે જાઉંરે
નાગર સર્વે નીંદા કરે છે
ગુણ તો ગોવીંદના ગાઉંરે સાંભળને (૨)

અંતરજામી એ અરજ સાંભળી નાગર જમવા બેઠારે
એક એકના હાથમાં હાથ ગ્રહીને
નાગરમાં ઢેડા પેઠારે સાંભળને (૩)

અન્યો અન્ય સૌ વાત કરે છે એક એકને સૌ પુછેરે
નાગરી નાત સૌ ઉત્તમ શીરોમણી
તેમાં તે ઢેડનું કૌતક શું છેરે સાંભળને (૪)

નરસિંઓ શ્રી કૃષ્ણને વ્હાલો આપણે કીધું અપમાનરે
હરિનો દાસ દુભ્યો તે માટે
કોપ્યા શ્રી ભગવાનરે સાંભળને (૫)

ડાહ્યા ડાહ્યા સૌ ટોળે મળીને કીધો મન વિચારરે
જો મહેતાજી જમવા નહી આવે તો
ગામ નીસરૂ નાતબારરે સાંભળને (૬)

નાગર સર્વે ટોળે મળીને જઇ મેતાને પગે લાગ્યારે
કહો મહેતાજી જમવા કેમ ના આવ્યા
વાટડી જોઇ જોઇ થાકયારે સાંભળને (૭)

કપટ નથી કંઇ મેતાના મનમાં તતક્ષણ જમવાને આવ્યારે
રામબાઇના સ્વામી શામળીયે
સઘળા ઢેડ સમાવ્યારે સાંભળને (૮)

---

## ભજન. ૮૪

મારા રૂપાળા રણછોડ શોભાશી કહુંરે ડાકોરની ટેક
તમો દ્વારકાથી આવ્યારે બોડાણાને મન ભાવ્યા શોભા ૧
ત્યાંતો સંઘ ભરાયો સારોરે નાહ્વાને માંખણીયો આરો શોભા ૨

ત્યાંતો ગોમતી લહેરે જાયરે ત્યાં તો હરિનો ભેટો થાય શોભા ૩
હરિને કાંને કુંડળ લલકેરે મુગટમાં હીરા ચળકે શોભા ૪
મને મળ્યો ઇચ્છાબાઈનો સ્વામીરે
સૌ ગોપીઓ આનંદ પામી શોભા ૫

---

## ભજન. ૮૫

સખી આજની ઘડી રળીઆમણીરે
મારો વાલોજીને જવા વધામણીરે
પૂર પૂર સોહાગણ સાથીયોરે
મલપતો આવ્યો હરી હાથીયોરે
સખી મોતીડે ચોક પુરાવીયારે
આપણા નાથને પધરાવીયારે
સખી ફુલડે પાગરણ ભરાવીયેરે
ત્યાં છબીલાજીને પધરાવીયેરે
સખી નીર ગંગાજળ લાવીયેરે
રૂડા ચત્રુભુજને ચરણા પખાલીયેરે
સખી ચાર સોહાગણ આવીશુંરે
આપણુ નાથને વધાવીશુંરે
સખી આરસ મીઠો અતી મીઠડોરે
મેંતો નરસિઆના સ્વામીને દીઠડોરે



## ભજન. ૮૬

મને કૃષ્ણ જોયાના કોડ સૈયર ચાલોરે
હું તો લાગ તમને પાય હરિવર આલોરે ટેક
જાદવ જમનાંના કાંઠલેરે વાહે વિણા રસાળ
નાદમાં માંહી ગોપી નિસર્યારે ઘેર રોતાં મેલ્યાં બાળ સૈયર ૧
દેરે દેરે દીવા કરૂંરે પુંજું સઘળા દેવ
શામળીયો વર જો મળે તો શંભુ કરૂંરે તમારી સેવ સૈયર ૨
એ જળ જમનાં ઝીલતાંરે ન્હાતાં નીર્મળ નીર
વસ્ત્ર હરી ગયો વીઠલોરે શેને ઢાંકું શરીર સૈયર ૩
સાસુ હમારી જશોમતીરે સસરો શ્રી નંદરાય
કૃષ્ણ કોડીલો કાંનજીરે મારૂં સાસરૂ ગોકુળ ગામ સૈયર ૪
ગોકુળ ગામની ગોવાલણી આવે ઘુંરકતી ઘોર
મુખપર માવજી મોહી રહ્યારે એના ઉરપર નાચે મોર સૈયર ૫
ગાય શીખે ને સાંભળેરે હરી રાધાનો રાસ
તે નર વૈકુંઠ પામશેરે ગુણ ગાય નરસિંઓહદાસ સૈયર ૬

---

## ભજન. ૮૭

મારા મન ગમતા મહારાજ મારે ઘેર આવોરે
હું તો તલશું તમારે કાજ હસી બોલાવોરે ટેક મારે (૧)
વીલમ ન કરશો વિઠ્ઠલારે અમ ઘેર આવો આજ
પેરે પેરનાં પકવાન પડાવું હું તો ત્રિકમ તારે કાજ મારે (૨)
મન હતું તો માવજીરે મુખડે કહે શું થાય
આવી શકાય તો આવજોરે મારૂં જોબન લ્હેરે જાય મારે (૩)

આ જોની આંગણીયે ઊભા રંગીલો રણછોડ
નરસિંયાનો સ્વામી અંતરજામી
વાલે પુર્યા મનના કોડ મારે (૪)



### ભજન. ૮૮ રાગ કાલેરો.

જાણી જાણી તમારી જાત જાવજી જાણીરે જાવજી ટેક
એવી ન હોય મોટાની રીત કોને ઘેર માણીરે
રાસ રમી ઘેર આવીયારે રવી ઉગમતે સુર
સુખડાં આપ્યાં પેલી નારનેરે વહાલે અમને તે મેલ્યાં દુર જાવજી
શેરીએ સામા મળ્યારે નીચાં ઢાળ્યાં નેણ
બોલાવ્યા બોલે નહીરે પ્રભુ વિપ્રીત તમારાં વેણ જાવજી
વિસાર્યા વિસરે નહીરે પળ એક અળગાના થાય
નરસૈયાના સ્વામી અંતરજામી વાલો ભીડ પડે ત્યાં ધાય જાવજી



### ભજન. ૮૯

નહિ મેલું નંદના લાલ છેડલો નહિ મેલું
પાતળીયા પ્રાણાધાર છેડલો નહિ મેલું
મીઠી લાગેરે તમારી ચાલ છેડલો નહિ મેલું ટેક
રસીયા હૃદય કમલમાં વસીયા હવે કેમ થાશો અલગારે
છો બળીયા અમ અબળા ઉપર બળ કરી કયાં પલકારે છેડલો
ત્રીકમ તમારી પાઘડીએરે કાંઈ લલકે મોતી શેરરે
સાંકળી શેરીમાં સાંમારે મળીઆ બેઠેલાની શી પેરરે છેડલો

એકવાર આવજો વૃંદાવનમાં આપણે કરીશું ખેલરે
તારૂ મુજને લઘરૂં લાગ્યું નરસિંહા રંગરેલરે છેડલો



ભજન. ૯૦

આજ સપરમો દહાડો મારાવાલારે
હરી આવ્યા મારે ઘેર કાંન છોગાળારે
શેરી વળાવું સોહામણી મારાવાલારે
પુલડીયાં વેરાવું કાંન છોગાળારે
સેજ પાથરણાં પાથરૂં મારાવાલારે
તે ઉપર બેસો પ્રાણાધાર કાંન છોગાળારે
કુંમ કુંમ કેસર છોટણુ મારાવાલારે
તોરણુ બંધાવું કુંવર કાંન છોગાળારે
અગર કપુર કરૂં આરતી મારાવાલારે
તન મન ધન નીવારૂં કાંન છોગાળારે
પીતળ લોટા જળ ભર્યા મારાવાલારે
દંતી દાતણુ દઇશ કાંન છોગાળારે
તાંબા કુંડીયો જળે ભરૂં મારાવાલારે
મોગરા મર્દન દઇશ કાંન છોગાળારે
ખાન પાન પકવાન પડાવું મારાવાલારે
બીડલે બાસઠ પાંન કાંન છોગાળારે
પુષ્પે પાથરણાં પાથરૂં મારાવાલારે
હું તો વીજણે ઢોળું વાય કાંન છોગાળારે
નરસિંહાનો સ્વામી મળ્યો મારાવાલારે



## ભજન. ૯૧

જાયે છે જુવાની તારી જાય છે જુવાની
હરિના ભજન વીના   જાય છે જુવાની          ટેક
કાયા તારી કંચન જેવી મોતી જેવા પાણી
મુવા કેડે બાળી મુકશે ઉડી જાશે કાંની     જાયછે.
જાતી રહેશે જુવાનીને પછી થાશે હાની
છાના માના જમડા આવશે લેઇ જાશે તાણી  જાયછે.
માટે તમો માયા તજી થાઓને જ્ઞાની
નરસિંયાનો સ્વામી સાચો દુનીયા દીવાની   જાયછે.



## ભજન. ૯૨

શામ સલુણા કુંવર નંદનારે લોલ
તેં મને નાંખી ફંદમાંરે  લોલ          ટેક
હું તો ઝબકીને જોવા નીસરીરે  લોલ
ઓઢવાનું અંબર વીસરીરે      લોલ    (૧)
હું તો ગાવડીને દોવા નીસરીરે લોલ
શેલો લીધો ને તામડી વીસરીરે લોલ    (૨)
હું તો દરશન કરવાને નીસરીરે લોલ
સાળુ પહેર્યો ને ચોળી વીસરીરે લોલ    (૩)
હું તો જુમનાં તે જળ ભરવા નીસરીરે લોલ
ગાગેર લીધી ને ઘડો વીસરીરે લોલ    (૪)
જમતાં તે જીવણુ સાંભર્યારે     લોલ
કંઠે ના ઉતરે કોળીયોરે       લોલ    (૫)

વલ્લભના સ્વામી શ્રી હરીરે લોલ
તન મનથી હું તમને વરીરે લોલ (૬)



## ભજન. ૯૩

હાંરે દાંણુ માગેરે દાંણુ માગે
હાંરે તારી મીઠડીના બોલ બાણુ વાગેરે દાંણુ માગે

હાંરે કાંન કીયા મુલકનો સુબો
હાંરે કાન મારગ વચ્ચે ઉભો દાંણુ માગે ૧

હાંરે કાન કીયા મુલકનો રસીયો
હાંરે મારા મારગ વચ્ચે વશિયોરે દાંણુ માગે ૨

હાંરે કાંન કીયા મુલકનો દાંણી
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે દાંણુ માગે ૩

હાંરે કાંન કીયા મુલકનો મહેતો
હાંરે મારા મારગ વચમાં રહેતોરે દાંણુ માગે ૪

હાંરે કાન જળ જુમનાંને આરે
હાંરે એમાં કોણુ જીતે ને કોણુ હારે દાંણુ માગે ૫

હાંરે કાંન નથી સાકર નથી મેવા
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે દાંણુ માગે ૬

હાંરે મહેતા નરસૈના સ્વામીને વારી
હાંરે ગૌ ગોવાળીયામાં ચારી દાંણુ માગે ૭



### ભજન. ૯૪ રાગ ઘોળ.

સતગુરૂ સહાય કરો એકવારરે
મારો તો મુરખનો અવતારરે (૧)
પત્થર કરતાં કઠણુ હૈયું છે મારૂંરે
તેમાં હરી નામ ન ભેદે તમારૂંરે (૨)
મારા તો મનની વાતો છે વાંકીરે
સતગુરૂએ પથ્થર નાંખ્યા છે ટાંકીરે (૩)
ટાંકીને મારગ મુકતાના કીધારે
સદગુરૂ એ મંત્ર અનોપમ લીધારે (૪)
આતમ જ્ઞાન વિના ઘર શુંનુંરે
સગપણ શોધીને કાઢજો જુનુંરે (૫)
જીવ તું તો જાગીને જોને વીચારીરે
મુવા પછી મુક્તિ તે કયાંથી માગીરે (૬)
એવી છે દાશ હરીની વાંણીરે
તેને તમે રાખજો હૃદયમાં જાણીરે સતગુરૂ



### ભજન. ૯૫ ઘોળ

ભજન કરી લો ભાવેરે ભવ ભટકણુ ભાગે
સંસાર સાગર તરતાંરે ક્ષણું વાર ન લાગે (૧)
માયા મોહ નિંદ્રામાંરે ગાફલ શું ઘોરે
પાંચ ચોર વસે છે રે આતમ ધન ચોરે (૨)
અચેત શું ઉંઘે છે રે જોને આંખ ઉઘાડી
વેગે વણુસી જાશે રે કાયાની વાડી (૩)

ચેત સચીદાનંદ મળશે રે ટળશે અંધારૂં
આ અવસર છે રૂડો રે હોય કારજ તારૂં (૪)
મહા પુરૂષનો મારગ રે તે પગલું સાજે
પ્રીતમ પ્રેમ ધરીને રે હરીના ગુણ ગાજે (૫)

## ભજન. ૯૬

ગરૂડ ચઢી આવજો ગીરધારી લજ્જા મારી રાખજો મોરારી ટેક
ભાવે ગણપતીને ગાઇયે ગુરૂને ચરણે જઇને નમીયે
પદ પુંજીને પાવન થઇએ ગરૂડ ચઢી (૧)
કુંતામાતા છે શુભમતી સતી સાધવો તે દ્રૌપદી
મારી વહારે ચઢો જદુપતી ગરૂડ ચઢી (૨)
ધર્મરાજા તે ધર્મનું ધ્યાન રૂડા અર્જુનના વિશ્રામ
ભીમ સહિત મહા બળવાન ગરૂડ ચઢી (૩)
જોષી સહદેવને લાવે તે તો પાંડુના પુત્ર કાવે
તેજવંતા તે નિકુળ આવે ગરૂડ ચઢી (૪)
હસ્તીનાપુરમાં હોડજ ધારી માંડયાં ધ્યુત ને બાજી હારી
પહેલે પાસે તે હસ્તીનાપુર હારી ગરૂડ ચઢી (૫)
બીજે હાર્યા તે ગરથભંડાર ધર્મરાજા કરે વિચાર
એમ હાર્યા તે વારંમવાર ગરૂડ ચઢી (૬)
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી ગયા ધ્યુત વિદ્યા થકી હારી
ચોથે હાર્યા દ્રૌપદી નારી ગરૂડ ચઢી (૭)
પાંડવ હાર્યાને હીમત મેલી એમની વાત તે વિશ્વમાં થયેલી
બહુ નામી થજો મારા બેલી ગરૂડ ચઢી (૮)

એવે બોલ્યો દુર્યોધન હુંકારી તેડી લાવોરે પાંડવની નારી
એમ સભામાં બોલ્યો પોકારી ગરૂડ ચઢી (૯)

એવે દુશાશન દોડતોરે આવ્યો પાંડવનો સમાચાર સંભળાવ્યો
કેડ સાહીને ચોટલો ગ્રહી લાવ્યો ગરૂડ ચઢી (૧૦)

એવે બોલ્યો દુર્યોધન અહંકારી ખોળે બેસો પાંડવનીરે નારી
એમ સભામાં બોલ્યો હોકારી ગરૂડ ચઢી (૧૧)

ત્યારે સતીએ દીધોરે શ્રાપ તને લાગ્યુંરે પુર્વનુંરે પાપ
ખોળે બેસશે શોક સંતાપ ગરૂડ ચઢી (૧૨)

ખોળે બેસજો ગદા ભીમ કેરી તને કાળે લીધો છેરે ઘેરી
બધું યાદવ કુળ કર્યું વેરી ગરૂડ ચઢી (૧૩)

દુર પંથ છે દુવારકાં ગામ સેજે સુતા છે સુંદર શ્યામ
મારી વારે ચઢો ઘનશ્યામ ગરૂડ ચઢી (૧૪)

હરીએ ગરૂડ કર્યો તૈયાર ત્યારે બોલ્યાં રૂક્ષમણી નાર
તમે ક્યાંરે પધારો ભરથાર ગરૂડ ચઢી (૧૫)

સતીને ભરીરે સભામાંરે આણી એનાં ચીર લે છે દુષ્ટ તાણી
તેની વારે ચઢું છું હું રાણી ગરૂડ ચઢી (૧૬)

પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા પંચાળીનાં પટકુળ લાવ્યા
કર સાહીને ચીર પહેરાવ્યાં ગરૂડ ચઢી (૧૭)

હરીએ નવસેં નવાંણું ચીર પુર્યાં તેમાં એકે નથીરે અધુરાં
ભક્ત કામમાં પ્રભુ શુરા ગરૂડ ચઢી (૧૮)

જે કોઇ પાંડવનું પદ ગાશે તેને કોટી યજ્ઞફળ થાશે
હરીદાસનું કારજ શરાશે ગરૂડ ચઢી (૧૯)



## ભજન. ૯૭ ધોળ

હરિના મારગ છે શુરાને નહિ કાયરનું કામ જોને
પ્રથમ પહેલું મસ્તક મુકી વળતી લેવું નામ જોને
સુત વીત દારા શીશ શમરપે તે પામે રસ પીવા જોને
સિંધુ માંહે મોતી લેવા માંહી પડયા મરજીવા જોને
મરણુ આગમે તે ભરે મુઠી દીલની દુગ્ધા વામે જોને
તીરે ઉભા જુવે તમાશા તે કોડી નવ પામે જોને
પ્રેમ પંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને
માંહી પડયા તે મહાસુખ માણે દેખનારા દાઝે જોને
માથા સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહી સ્હેલ જોને
મહા પદ પામ્યા તે મરજીવા મુકી મનને મેલ જોને
રામ અમલમાં રાતા માતા પુરા પ્રેમી જન જોને
પ્રીતમના સ્વામીની લીલા નીરખે રજની દીને જોને

---

## ભજન. ૯૮ ધુન

રણુછોડ રંગી હું કરૂં તમારી બંદગી
રણુછોડ રંગી હું કરૂં તમારી બંદગી
રણુછોડ રાયા તમો ગોમતીમાં સંતાયા
રણુછોડ રાયા તમે બોડાણાને મન ભાવ્યા
રણુછોડ રાયા તમે દુવારકાંથી આવ્યા
રણુછોડ રેવા હું કરૂં તમારી સેવા
રણુછોડ રસીયા મારા રૂદે કમળમાં વસીયા

રણછોડ રંગી મારા જન્મો જન્મના સંગી
રામા રામા એ થાય પુરણ કામા
જે રણછોડ જે રણછોડ જય રણછોડ માખણ ચોર
જે રણછોડ દાતાહરી નહી બોલે તે જાશે મરી
હરીકા ભજન કરૂંગારે, જમશે નહી ડરૂંગારે
સાગર ગોમતીમાં નાહીએ તેના ચરણામૃત લઇએ
જે જે નર્મદા મઇયા જય જય ભાગીરથી
ધન ધન ગંગા બાઇનીવાળી સવા વાળ થયા વનમાળી
ધન ધન દુવારકાંવાસી ડાકોર કીધું છે કાશી
જય જય નારાયણ માબાપ ટાળો ભોગીને પરતાપ
જય જય નારાયણ પરમેશ બંધુ ચરણ તમારે શેષ
રઘુપતી રાઘવ રાજા રામ પતિત પાવન સીતારામ
ભજમન પ્યારા ભજન રામ ભજ લે રાધે સીતારામ



### ભજન. ૯૯ ધુન.

જય જય દુવારકાંવાસી ડાકોર કીધું છે કાશી
ધન ધન ગંગાબાઇની વાલી સવા વાલ થયા વનમાળી
કરી બોડાણાપર મહેર ડાકોર કીધું લીલા લહેર
જય જય દુવારકાંવાસી ડાકોર કીધું છે કાશી



### ભજન. ૧૦૦ આરતી.

જય જય નટવર વેષા જય જય નટવર વેષા
આરતી ઉતારૂં તારી જદુવર જગદીશા   જયદેવ જયદેવ

મોર મુગટ મુસ્તક પર રાજે-કંઠે વનમાળા (૨)
શ્રવણે કુંડળ લળકે સંગ લીએ બૃજબાલા જયદેવ જયદેવ

નૃત્ય કરે નારાયણ વૃંદાવંન ઘુઘરડી ધમકે (૨)
નાચે રાધા માધવ પાયલ ઠમ ઠમકે જયદેવ જયદેવ

ઘમ ઘમ ઘમ ઘુઘરડી ઘમકે તાળ પખાજ વાજે (૨)
સુંદર સ્વર અતિ સારો ઉંચે સ્વર ગાજે જયદેવ જયદેવ

તાતા થેઈ તાતા થેઇ શબ્દ થાય આજે (૨)
નુપૂર ભ્રકુટી વિરાજીત કૌસ્તુભ મણીરાજે જયદેવ જયદેવ

ઉંચે સ્વર ગાજે ગીરીધારી ઉંચે સ્વર ગાજે (૨)
મનમોહનની શોભાં મનમથ બહુ લાજે જયદેવ જયદેવ

રાસ રચ્યો વૃંદાવંન જોવાને જઇએ (૨)
માધવ મુખ નીરખીને નરસિંહ દીવડીયો લઇએ
જયદેવ જયદેવ

—✲✲—

## ભજન. ૧૦૧ થાળ

વીઠલ વહેલા આવોરે વાટડી જોઉં
હરખી નરખીમન મોહ્યુંરે વાટડી જોઉં, ટેક

વહાલા મારા રસોઇ બનાવી છે, સારી
કીધી છે સુંદર ધારીરે વાટડી

વહાલા મારા કંસાર પીરસ્યો છે પ્રીતે
પ્રભુ જમો પુરણ પ્રીતેરે વાટડી

વહાલા મારા દાળભાતને કઢી
વળી સામગ્રી સર્વે કીધીરે વાટડી

વહાલા મારા રાઇતાં શાક પાપડ છે સારા
તમો જમો પ્રીતમ મારારે વાટડી

વહાલા મારા શરમાશો નહી વારૂ
કંઇ કહેજો ખાટું ખારૂં રે વાટડી

વહાલા મારા કનકની ઝારી ભરી લાવું
તમને આચમન લેવરાવુરે વાટડી

વહાલા મારા મુખવાસ લાવી છું સારો
તમે ઉઠો સેજ પધારોરે વાટડી

વહાલા મારા હેતે રહો મુજપાસ
ગુણગાય મીરાં દાસરે વાટડી



## ભજન. ૧૦૨ થાળ

તમો જમો તો જમાડુંરે જીવણ મારા

વાલારે મારા આજ સપરમો છે દહાડો
મારો હાથ આજે ઠારોરે જીવણ

વાલારે મારા સોરો પુરીને કંસાર
માંહી ઘીની કરૂં ધારરે જીવણ

વાલારે મારા ખાજાં જલેબીને લાડુ
જમો તો હેડું ટાઢુંરે જીવણ

વાલારે મારા પહેરૂં કસુંબલ સાડી
લાવું ઘીની વાઢીરે. જીવણ

વાલારે મારા જે જોઇએ તે માગી લેજો
કાંઇ ખાટાં મોળાં કહેજોરે જીવણ

વાલારે મારા હાથે ના જમશો તમારે
કાંઇ આજ તો હમારેરે જીવણુ
વાલારે મારા આદુ લીબુંનું અથાંણું
માંહે રાયતું વખાણુંરે જીવણુ
વાલારે મારા જુમનાનાં નીર ભરી લાવું
કંઇ આચમન કરાવુંરે જીવણુ
વાલારે મારા લવીંગ સોપારી ને એલચી
કાંઇ બાસઠ પાનની પટીરે જીવણુ
વાલારે મારા દાશ રાજે ગુણુ ગાયે
કાંઈ જુઠણુ આપે તો ધરાયરે જીવણુ



## ભજન. ૧૦૩ થાળ

તમે ભોજન કરવા આવોરે પ્રાણુ પાતળીયા
તમે વાળુ કરવા આવોરે નંદ સલુણા
વાલારે મારા શીરો સેકું છાનોમાનો
કંઇ ખીચડો કરમોડોરે નંદસલુણા
વાલારે મારા સામગ્રી કરૂં તાજી તાજી
કંઈ વિદુર કેરી ભાજીરે નંદસલુણા
વાલારે મારા આરીયાં તુરીયાં ટીડોલાં
કે શવરીબઈનાં બોરાંરે નંદસલુણા
વાલારે મારા જમતાં તે રાડ ના કીજે
કંઈ ડાહ્યા થઇને જમીજેરે નંદસલુણા
વાલારે મારા પાનની બીડી વળી આલું
તમથી નહી કોઈ વાલુંરે નંદસલુણા

વાલારે મારા મંદિરીયામાં પધરાવું
કંઈ આરતી ઉતારૂંરે નંદસલુણા
વાલારે મારા ભક્ત રવિદાસનું મન રહ્યું ઓપી
સુખ પામી વૃજની ગોપીરે નંદસલુણા



## ભજન. ૧૦૪ રાગ બંનજારો

સુણો સુણો વચન નરનારી હરી ભજંન કરો સુખકારી
જેણે શરીર તમારૂં બનાવ્યું તેનું શીદને નામ વીસાર્યું
કુકર્મી મુંઢ અનાડી હરીભજંન (૧)
ખાઈ પીને નીંદ્રા લેવી એ ચોની પશુના જેવી
શું કરવા મનુષ્ય દેહ ધારી હરીભજંન (૨)
શું ગર્વ કરે તું મનમાં કાળ પકડી જાશે પલમાં
ત્યાં ચતુરાઈ નહી તારી હરીભજંન (૩)
મન થકી વિષયને છોડો હરી ચરણુ કમળ ચિંત્ત જોડો
મગ્ન કહે મટે ભય ભારી હરીભજંન (૪)



## ભજન. ૧૦૫ રાગ સદર

યમરાજ કહે દંડધારી જીવ સાંભળ વાત મારી
નરદેહ જગતમાં પામી ભજ્યા નહી વિશંભર સ્વામી
પડયું નર્ક વીશે દુઃખ ભારી જીવ (૧)
આ ભરતખંઠ જગમાંહી શુભ કર્મ ભુમી સુખદાઈ
કર્યા પ્રાશ્ચિત હત્યાચારી જીવ (૨)

વિષયોથી મન લપટાવી સતસંગ કર્યો નહી ભાઈ
શું જેવી તે ઉમર ગુજારી  જીવ (૩)
હવે શું પાછળ પસ્તાયે જરા શર્મ નહી મનમાંહે
મગ્નલાલ કહે ભુલ તારી  જીવ (૪)



### ભજન. ૧૦૬ રાગ સદર

શ્રીરામ ભજન સુખદાઇ ભાવે ગ્રહણ કરોને ભાઈ
હરી જશ છે જગમાં મોટો કાયા પાણી તણો પરપોટો
જાશે ક્ષણીકમાં વીખરાઈ  ભાવે (૧)
કાચા કુંભની જેવી કાયા જુઠી છે જગતની માયા
તેમાં શીદ રહ્યા ભરમાઇ  ભાવે (૨)
રાખો સંત ચરણમાં પ્રીતી એવી વૈશ્નવ જનની રીતી
શાંન્તી રાખો હરી ગુણ ગાઇ  ભાવે (૩)
જગ્તમાં ભકતની પદવી પામી દેજો સહુ કલીમલ વામી
મગ્ન ભુમંડળ સત્યગ્રાહી  ભાવે (૪)



### ભજન. ૧૦૭ રાગ સદર.

ડાકોરના રણછોડરાયા મને લાગી તમારી માયા
અતી ભકિત કરી બોડાણે સહુ ગુર્જર દેશ વખાણે
ભલે રંક હોય કે રાયા  મને (૧)
આવ્યા બોડાણાની સાથે છોડી દ્વારામતી મધરાતે
પુજારી પાછળ ધાયા  મને (૨)

ગુંગળીચે મુર્તિ ઝાલી પણ પ્રભુ શક્યા નહી હાલી
પછી સવા વાલ તોળાયા મને (૩)

ધનધન ગંગાબાઇની વાળી સવા વાલ થયા વનમાળી
મગનરામ ભક્તે ગુણ ગાયા મને (૪)



ભજન ૧૦૮ રાગ પાટણના નૃપનથી.

સૌ હરીજનને જય શ્રીકૃષ્ણ કહું છું કર જોડી
મળ્યો મનુષ્ય દેહ ધન્ય આ ધરણી
ભલું ભાગ્ય મુખ શું કહું વરણી
જન્મ લીધો કરવા મુખ કરણી
સતસંગની બેસો હોડી સૌ હરીજનને (૧)

હોડી સતસંગની બેસી ફરવું
ભજન પ્રભુનું પ્રેમથી કરવું
જરૂર જાણો એક દીન મરવું
સગાના સ્નેહને છોડી સૌ હરીજનને (૨)

પ્રથમ અન્યો અન્ય જે મળતા
રામ રાંમ મુખે ઉચ્ચરતા
કોઈક જય શ્રીકૃષ્ણ કહેતા
રીવાજ તે શું નાખો તોડી સૌ હરીજનને (૩)

ક્ષમા પ્રણામ કરીને માગું
સંતસમાજને પાયે લાગું
મગનરામ પ્રભુ પદ નથી આઘું
માફ કરો બુદ્ધિ છે થોડી સૌ હરીજનને (૪)

સમાપ્ત.  સમાપ્ત.

# શરીર સંરક્ષક સૂચના સપ્તક.

## રાગઃ-(મનહર.)

અનીતિને માટે દંડ કેદ અને ફાંસી તણી
ન્યાયાધીશી કચેરીથી શિક્ષાઓ તો થાય છે
શારિરીક ગુન્હા માટે વ્યાધીથી પથારીવશ
મૃત્યુ માનો તમો સત્ય દરદો દેખાય છે
આત્માની ઉન્નતી માટે શરીરને મન સાથે
શુદ્ધ અને સાત્વીકના ખોરાકો લેવાય છે
ઘણાં ખરાં દરદ તો બગડેલી હોજરીથી
જન્મ પામે છે જરૂર શાસ્ત્રથી મનાય છે. (૧)
લોહીનાને મગજના થાય જે વિકારો તેહ
બગડેલી પાચનક્રિયાને લીધે થાય છે
શુદ્ધ હવા શુદ્ધ પાણી સ્વચ્છતા આચાર જાણી
નીતિને નિયમ માની જીવન ગણાય છે
વીર્ય તણી આવકને જાવક તણા હિસાબે
લક્ષ નહી રાખનારો મુરખ મનાય છે
જીવન વેપાર તથા આયુષ્યના વ્યાપારમાં
મગ્ન તેહ દેવાળવું ફુંકતા જણાય છે. (૨)
તમારા શરીર અને મનના વિકારો તણો
મળે છે તમારાં બાળ બચ્ચાંઓને વારસો
આવી રીતે સમાજમાં બગાડો દાખલ કરો
માટે તમો જરૂરથી જવાબદાર થશો
શરીર તણી સરવ ગટરોને નિત્ય સ્વચ્છ
ગૃહીને પ્રથમ ચાવી આરોગ્યતા રાખશો
ક્ષુધા તણો ઘંટ એજ જમવાનું ખરૂં તેડું
મગ્ન ઘંટ જમવાનો ખોટું તેડું માનશો. (૩)

**જમવા બેસો તો પે'લી પેટની સલાહ લેવી**

જીભતણી સલાહને ખોટી તમો ધારજો
ભોજનમાં હરિફાઇ કરવી તે પોતાતણું
ખુન કરવાના જેવું વચન પ્રમાણજો
માપી તથા ચાવી ખાવું આરોગ્યની બીજી ચાવી
શાસ્ત્ર તણા સિદ્ધાંતને સત્ય કરી જાણજો
સાદો અને સાત્વીક ખોરાક ખાવો આરોગ્યની
સર્વોત્તમ ચાવી મગ્ન શિખ મારી માનજો. (૪)
દવા વગર દરદ મટી શકે ત્યાં સુધી તો
કદી દવા ખાવી નહી વેણ મારી માનજો
દવાની જરૂર પડે તો તો શાસ્ત્રસિદ્ધ સારી
રીતે બનાવેલી દવા ખાવી મન ધારજો
જાહેર ખબર વાંચી દવા મંગાવવી હોય
તેના કરતાં રૂબરૂમાં પ્રકૃતી બતાવજો
દરદીની ઉત્પતિને કારણ લક્ષણ જોઇ
દવા લેવી એ ઉત્તમ દ્રષ્ટીથી નિહાળજો. (૫)
થીંગડાં મારવા એથી દરદ નિર્મૂળ કરે
એવા યોજવા ઉપાય ઉત્તમ ઇલાજ છે
પરેજીના ડર થકી દર્દો માંહે સપડાવું
માટે પથ્ય પાળી ખાવું ઔષધ ઇલાજ છે
પરેજી સાથે ઉત્તમ દવા ખાઇ જલદીથી
નિરોગી બનવા માટે ઉત્તમ ઈલાજ છે
કારણ કે પથ્ય અર્ધું ગણાય છે અઉષધ
મગ્ન કહે શાસ્ત્ર થકી પથ્યનો રિવાજ છે (૬)
પરહેજ પાળવી એ દવા માટે નહિ પણ
દરદને માટે ખાસ વૈદ્યકે ભણાય છે
સારા વૈદ્યની સલાહ લઇ દરદની દવા
ખાશો વિરા મારા તમે મારો અભિપ્રાય છે

શરીરને માટે જેણે સાવચેતી ઘણી રાખી
ઉપરની શીખ ચાખી ડાહ્યા તે ગણાય છે
જોખમી ઉપાય એવા અજમાવે ઉંટ વૈદ્ય
જુઓ બકરૂં કાઢતાં ઉંટ પેસી જાય છે (૭)



### હાલના દેખાતા ભયંકર રોગો

ધાતુક્ષીણુતાને વળી હીસ્ટીરોયા બવાસીર
(અર્શ) રોગે પીડાયેલા દરદી દેખાય છે
ભયંકર ચોથો રોગ શરીરનો લે છે ભોગ
રાજ્ય ક્ષમા કહે ક્ષય નામે ઓળખાય છે
ઉપરના રોગો ચાર દેખાય છે ઠારોઠાર
લખતાં લેખણુ મારી ધ્રુજતી જણાય છે
કહે છે મગનલાલ રોગ જોઇ ભયંકર
કંપે છે કલમ મારી દીલ તો દુભાય છે



### રોગમુક્ત થવા માટે ચાર પાયા છે.

મેજ તણા પાયા ચાર મનથી કરો વિચાર
રોગ મુક્ત થવા માટે ચાર પાયા જાણુવા
પ્રથમ કુશળ વૈદ બીજે કીમતી ઔષધ
ઉપરના પાયા બેઉ વૈદને વખાણુવા.
રોગી તણી સારવાર ચાકરી જે કરનાર
ત્રીજો પાયો તેહધારી વૈદકથી માનવા
ચોથો પાયો પરહેજી રોગી જો પાળે જરૂર
મગનલાલનો મત શાસ્ત્રથી પ્રમાણુવા



## નીચે દર્શાવેલી દવાઓ અનુભવ સિદ્ધ છે.

### ત્રિભુવન રમણ શુક્રામૃત

આ દવા સેવન કરવાથી અપુર્વ શક્તિ તથા ધાતુની વૃદ્ધી અને શરીરની કાન્તી બળ તેજ વધે છે દિવસ ૪૦નો પ્રયોગ. નંબર ૧ રૂપીયા ૧૦૧-નંબર ૨ રૂપીયા ૫૧-નંબર ૩ રૂપીયા ૨૫ા

### લોહભસ્મ સોપુટી )ગજવેલ)

શરીરમાં લોહી વધારી ઘણા રોગો મટાડે છે તો. ૧ રૂા. ૫

### ઝામરની દવા (આંખોના તેજને વધારનાર)

આ દવાના સેવનથી દીર્ઘકાળનું મસ્તક શુળ તથા અસહ્ય દુખાનો મટી ગયા બાદ આંખના તેજને વધારે છે તથા શરીરમાં શક્તિ લાવે છે. તો. ૧ રૂા. ૨ા

### ચંદ્રપ્રભા ગોળી તો. ૧ રૂા. ૨ા

વીશ જાતના પ્રમેહ માટે અકસીર છે.

### નયનામૃત સુરમો તો. ૧ રૂા. ૪

આ સુરમાના અંજનથી આંખના દરેક રોગ મટે છે આંખને ઠંડક આપી તેનો વધારો કરે છે નં. ૧ તો. ૧ રૂા. ૪-નં. ૨ તો. ૧ રૂા. ૨-નં. ૩ તો. ૧ રૂા. ૧

### બાળા ગોળી ૪૦૦ નો રૂા. ૧

આ ગોળીના સેવનથી બાળક નીરોગી રહે છે. કોઇ પણ જાતનો વ્યાધી થતો નથી.

### બાલામૃત જીવન

આ ચાટણ પૌષ્ટીક છે દુર્બળ રક્તવિહિત તથા સુકતાન વિગેરે રોગો મટાડી બાલકને પુષ્ટ બનાવે છે. તોલા ૧૦ બાટલીના રૂા. ૧-૪-૦

## વંઝા દોષનિવારણ ગોળી રૂ. ૧ની ૩૬

આ ગોળીના સેવનથી જે સ્ત્રીઓને ગર્ભ ન રહેતો હોય તેને ગર્ભ ધારણ કરાવી સંસારમાં સંતાનનું સુખ મળે છે.

## દરાજનો મલમ ડબી ૧ રૂ. ૦-૮-૦

આ મલમથી દરાજ મટતી નથી. એમ સાબીત કરનારને રૂપીયા ૧૦ ઇનામ આપીશું.

આ ગોળીમાં તાવ મટાડવાનો ગુણ નથી એવું સાબીત કરનારને રૂપીયા ૧૦૦) ઇનામ.

## તાવની ગોળી રૂપીયા એકની ૪૮

આ ગોળીથી દરેક જાતના ત્રિદોષ સન્નિપાત તથા ઇન્ફ્લુઇન્ઝા જેવા ભયંકર તાવ મટે છે અનુપાન જુદા જુદાથી વાપરી શકાય છે દરેક ઘરમાં રાખવા લાયક છે.

તાવ લાગુ થયા પછી ઉપાય ન યોગ્ય થાય
તો તો પછી દરદી પથારીવસ થાય છે
જ્વરના ઝપાટાથકી જઠર નરમ પડે
ત્યારબાદ ભયંકર રોગ ઘણા થાય છે
જીર્ણ જ્વર થાય જ્યારે વળી ધાતુ ક્ષીણતાની
સાથે મળે તેહ ત્યારે ક્ષયમાં ગણાય છે
ભણે છે મગનરાગ સાંપા માંહે છે મુકામ
ક્ષય રોગ જોઇ મારૂં દીલ તો દુભાય છે

## સલાહને માટે ફી લેવામાં આવતી નથી

બરોળ તથા પાંડુ રોગની અકસીર દવા હમારી પાસેથી મળશે. રૂબરૂમાં મળવું. દરેક રોગીએ હમારી એક વખત મુલાકાત લેવી એવી ભલામણ છે. તમારા પૈસા બરબાદ ન જતાં ભયંકર રોગો મટાડી ધાતુપુષ્ટી તાકાત વિગેરેની દવા આપીશું.

## ગરિબોને ધર્માદા દવા

સાધુ તથા ગરિબોને હમારા તરફથી ધર્માદા દવા આપવામાં આવે છે.

નાડી બતાવવા માટે હમોએ અસલ શાસ્ત્રાધારે રાખેલી રૂઢી. એક શ્રીફળ, ફુલ, અક્ષત, કંકુ, સોપારી, દક્ષિણા જે મળે તે (પૈસા, લઇ વૈદને અર્પણ કરી નાડી બતાવવી.

## પત્ર વહેવાર

બહાર ગામથી સલાહને માટે રીપલાઇ કાર્ડ લખવો વી. પી થી દવા મોકલીશું પાંચ રૂપીયાથી ઓછી કીમતની દવા મગાવના મનીઓડર પ્રથમ કરી મોકલવુ કમીશન આપવામાં આવતુ નથી. દવા તૈયાર નહિ હોય તો બનાવી મોકલતા વિલંબ થશે શીરનામુ ચોખા અક્ષરમાં લખવું.



## મુલાકાત

શ્રી ગુરૂદેવનો આશ્રમ ભરૂચ આયુર્વેદીક ઔષધાલય

**વૈદરાજ મુનશારામ હરપ્રતાપ શર્મા**

મુ. ભરૂચ ઠેકાણુ નવાડેરા

**વૈદશાસ્ત્રી મગનલાલ કરસનદાશ મહંત**

મુ. સાંપા પોસ્ટ મીયાંગામ

## જાહેર ખબર

રાજરજવાડામાં તથા દરબાર અને ઠાકોર સાહેબોને તથા શ્રી સદગ્રહસ્થોને કીંમતી ઔષધો બનાવી આપીશું

---

આ **ભજન રત્નાકર**ના કુલ ૧થી પાંચ ભાગ છપાઇ બહાર છે અને તે પાંચે ભાગોનું કપડાંની પાકી બાંધણીનું પુસ્તક આ ગ્રાહક થનારને ફક્ત ૨) રૂ.માં મળશે. ગ્રાહક થનારનાં નામ પણ છાપવામાં આવશે. તાકીદે લખો, પાછળથી રૂ. ૨॥ પડશે. મળવાનું ઠેકાણું શ્રી રામજી ક્યેરી **સાંપા પોસ્ટ મીયાંગામ.**